



# ઉત્તર હિંદમાં થોડાક દીવસો.





"ગેરદશે ગરદુને ગરદાન ગોર્દગાનરા ગેહે કુહે"
આ ફરતા કાલનું ચક્કર સઘલાંને માતી બનાવે છે.



શૌરાબ પે. ન. વાડીઆ.

મુંબઇ, તા૦ ૧૧ મી જુન ૧૮૯૪.

# ઊત્તર હિંદમાં


PEOPLE'S FREE R. & LIBRARY
BOMBAY.

# થોડાક દીવસો.



" ગેરદશે ગરદુને ગરદાન ગોદીગાનરા ગેદ કુદ "
આ ફરતા કાલનુ ચક્કર સઘલાંને માતી બનાવે છે.



શોરાબ પે. ન. વારીઆ.

મુંબઇ, તા૦ ૧૧ મી જુન ૧૮૯૪.



"ઓ તું જગતનાં મહાબલ પતિ!
કેવી રીતે હું તાહરી બુલંદી ગાંઉ,
કવી રીતે હું તાહરી કીર્તિ દર્શાઉં?
રાખનારો તું છે, ને મારનારો તુંજ,
હું તાહરો બંદો, તું માહરો પતિ;
બખશનારો તું છે, ને લુટનારો તુંજ,
મોહલી તું કુદરત, હું નાની રતી.
જુદે જુદે નામે પણ ઇચ્છામાં એક,
આલમ તાહરી પૂજામાં એકમત બનીછ.

✲

સંકોચાયલો તું છે પંથરાયલોબી તું!
છુપાયલોબી તું છે, દેખાયલોબી તું!
નહિ હોતી ચીજને તું હોતી કરે,
અંધાપાથી આંખોને જોતી કરે!
આજે જે લાગે નહિ બનતો બનાવ,
કાલે તે અચબુચો પરગટ દેખાવ.
નાનું હા કરનારો તું છે દાનાવ,
એક મીંડામાં કરે એક જગનો સમાવ."

મારી મજેહ; જ. ન. પીતીત.



# યાદમાં.

જનમ ને મરણ છે જગમાં અસલ,
સુખ પછી દુઃખનો છે નિયમીત અમલ;
ખુશાલી છે પળકમાં ગમનું કફન,
જુદાઇ કોઇ ખેશની કે દોસ્તનું મરણ!

મરણ છે જગનું રે આખેર કદમ,
સુખ અને દુઃખનો છે એકજ તે દમ;
આ જગનો તે તોડે છે ફાની સંબંધ,
ખોલે છે બહેસ્તનો તે પડદો મક્કમ!

જવાનીમાં તજ્યું તુંજ 'મત્તીનું કાયા-બંધણ'
કે આતમાએ લીધો બેહેસ્તનો રાહ કડણ,
ઉછલતો નેક આશમાં વહાલો તુંજ પ્રાણ
સુખ અને સંતોષમાં કાદેરને કીધો અર્પણ!

પરાયા કુતંબમાં દમ છેલ્લો તેં લીધો,
પરાયા મુલકમાં મીત્ર જાન તેં દીધો,
પરાઇ ધરતીમાં નીરાંત આરામ તેં કીધો
માત-પીતા, ભાઇ-બેહેન, મીત્રથી વીલો સુતો!

અરદેશર ધનજીભાઇ મારકર

| જનમ | મરણ |
|---|---|
| (મુંબઇ. ૨૦મી જાનેવારી ૧૮૬૯.) | (હોંગકોંગ, ૧૧મી જુન ૧૮૯૩ |

ખુશણુમાં ચંદ્રણી, ઝમકતા તારાઓ, પવણુની થંડી લેહકી, ચોમેર પહાડી દેખાવ, છુટાં છવાયાં નાલાંમાં પ્રકાશતુ પાણી, આજુબાજુએ પંથરાએલી ગેબી ગંભીરતા વચ્ચે સેંકડો કીમતી જીવડાંઓની રખેવાલી માટે મગરૂર થઈ ફુંફારા મારતું એનજીન, લોખંડી પુલનો ખોખરો ખખડાત પુલની નીચેનો ખીણનો ભ્યાનક પણ હેરતનાક દેખાવ, દુરનાં બલતા પાહડની સોનેરી રોશણી, કોઇ રહી ગએલું પખેરૂં ઝડપથી માલાભણી દોડી જતું, એ સઘલું માનવને તે સર્વે શકતીમાન કૃપાલુ કીરતારની અચુક અજબ કરામતનો ખ્યાલ જાદુઇ અસરથી આપે છે. તેણી બોહલી પણ ખાલેકી ખલકતમાં માણસ શું નાચીજ છે તેની માયા અને મેહર માટે તે કેટલો નાલાએકછે તે એક રમન્ય રાતની રલીક શાંતી શાંતપણે તેને કહી આપે છે.

વળી હવેજ તેને આ જગની મીથ્યા માયા વધારે જોરથી વલગેછે અને મૈલો દુર રહેલાં વહાલાં ખેશ કુતંબ અને સાચ્ચા મીત્રોની નેક યાદ તેને દલગીર કરેછે અને તે વહાલાંઓ સાથ છુટતાં પડતી વેલાનો ખાલેશ ખ્યાલ તેનાં મનને રોકેછે પણ તેજ પલે અહુરમઝદનું પ્યારૂં નામ તેની મદદે આવેછે.

"all
Sprangeth forth from Thee,—of light, joy, harmony
Sole origin —all life, all beauty Thine.
Thy word created all & doth create,
Thy splendour fills all space with rays divine
Thou art, and wert and shall be! Glorious! Great
Light-giving, life-sustaining Potentate!"

મુંબઈ છોડ્યા પછી બીજે દીને સહવારનાં સાત સાતને સુમારે ચાલીશગાંમ સ્ટેશનપર જઈ પંહોચ્યાં. એ તરફનાં ઘરો છાપરાં વગરના હોએછે એટલે કે ઘરોને ઉપરથી સપાટ કાપી નાંખ્યાં હોએ એવી બાંધણી રહે છે. એ તરફ રૂનો પાક પુશકલ રહે છે. મોટા વીસતારની જગાઓપર રૂના ધગ પડેલા તે જાણે આકાશપરથી વાદલાં ઉતરી આવેલાં! એ સહવારનાં ધુમસથી જગા ધકાઈ ગએલી લાગે છે. હયાં રૂને સાફ કરવા વગેરેનાં "પ્રેસો" છે. એ પછી પાચુરા અને જલગાંવ પણ રૂનાં મુખ્ય મથક છે. છેલ્લાં સ્ટેશન પરથી ૩૫–૪૦ માઈલ દુર આવેલા 'આરજેનટા'નાં ગોફાઓ જોવા જવાએ છે.

સહવારનાં ૯ કલાકે ભુશાવલ આવી પુગ્યે છીએ જ્યાં નાસ્તો કરવાની પેહલ્લી જોગવાઈ મલે છે. સ્ટેશનની નજદીકમાંજ આપણી મુસાફરીમાં પેહલવેહલી એક સુદંર બાગમાં નજર દોડે છે, જ્યાં એક બેંડ સ્તેન્ડ, ફુંવારો, અને નારંગીથી ભરપુર ઝાડો ઉભેલાં દીસે છે. ભુશાવલથી ગાડી બદલી નાગપુરને માર્ગે પણ કલકતે જવાએછે અને એ રસ્તો થોડાક કલાકનો બચાવ કરે છે. ભુશાવલનાં સ્ટેશન પછી તાપટી નદી ઓલંગ્યે છીએ. સ્ટેશનપર મુકવા આવનારાઓની મેહરબાનીથી તાપી માતાને ફુલનાં તોરા, અને ગજરા અરપણ કરવાને બન્યુ. ત્યાંથી ઉપડેલા બપોરનાં ખંડવાનાં સ્ટેશનપર ખાણું લેવાની જોગવાઇ હોએ છે. ખંડવાનું સ્ટેશન સીંગલ લાઇન હોવાથી હમારી ગાડી, માર્ગમાં ધીંડ મનમાર રેલવેની મેલ ટ્રેન અસુરે આવવાથી, અરધો કલાક મોડી થવાથી ખડવાનાં સ્ટેશન પર આવી ઉભેલી "જબલપોર મેનટ્રેન" પસાર થાએ ત્યાં વેર બાજુએ ઉભી રાખવી પડી અને તેને લીધે ટ્રેન જબલપુર જઈ લાગી ત્યારે એક કલાક મોડી હતી. ઉતર હીંદુસ્થાન દેશના વેપારનું મુખ્ય મુલછે અને તરેહવાર પેદાશો ઉતર તરફનીજ થાએ છે. જેમ ચાલીસગાંવ તરફ રૂનો વ્યપાર તેમ બીરનાં સ્ટેશન આગલ તલની ગુણોનાં ધગ અને તેજ મીસાલે હરડાનાં સ્ટેશન તરફ જુદાં જુદાં બીઆંની ડેલીઓ મોટી સંખ્યામાં પડેલાં જણાતી. હજુર સુધી હવામાં કંઇ ઝાઝો ફેર જણાયો નહીં પણ રાતનાં સોહાગપુર આવી પંહોચતાં ગુલાબી થંડીનો ખરો ખ્યાલ મલ્યો.

સોહાગપુરમાં રાતનું ખાણું લેવાએ છે. રાતનાં ૭।। કલાકે નરબડા નદી ઓલંગી જબલપુર જઇએ છીએ. ત્યાંનાં હમારા એક મીત્રે હમોને એક વાર ફરીથી ફુલ તોરાઓથી નવાજયા. અને એ તરફનાં વખણાએલાં પેરની એક બાસકેત નજર કીધી જેને બીજે દીને અલાહબાદ છોડયા પછી ઇનિસાફ આપવાની હમારી ના મરજી છતાં ફરજ પડી. જબલપોર "મારબલ"નાં ખડકો માટે વખણાએલું છે અને સઘલે એનો ઠીક ઉપ્યોગ થએલો જણાય છે. તેમજ એ પથ્થરને જુદી જુદી કારીગીરીઓથી ઓરજ આકાર અપાએછે. જબલપોરમાં હોબવાને માટે ઘણો કંટ્ટો વખતછે; કેમકે રાતનાં ૧૨ વાગે ઉતરવુ અને તેજ વખતે સવાર થવું પડે છે. જબલપોરથી ઇસ્ત ઇંડયાં રેલવે શરૂ થાએછે અને ત્યાથી સહવારે ૧૦ કલાકે અલાહબાદ જઇ પુગ્યે છીએ. રસ્તામાં મજગાંવા સ્ટેશન મુકયા પછી આપણને મેથેરાણની પાહડી સીનરીનો ખ્યાલ આવેછે મેથેરાણની કુદરતી બલીહારીને વીસતારમાં અને સુંદરતામાં મહાબળેશવરના રમણ્ય દેખાવો કરતાં હું ચઢીયાતી ગણુ છું. ત્યાંનાં સઘળા સ્ટેશનો સારી બાંધણીનાં રહેછે પણ અળાહબાદનું સ્ટેશન વધારે ગંજાવર અને રોણકદાર છે. ત્યા પેહળવેહેલ્લાં બાબુંઓને રલવે નોકરીમા જોઈએ છીયે. જો તમોને રીફ્રેશમેન્ટ રૂમવાલાં સ્ટેશનોપર ખાણુ લેવાની મરજી હોય તો અગાઊથી ગાર્ડને જણાવ્યાથી તે તારની મારફતે વગર દામે ઘટતી ગોઠવણ કરશે અને તે જરૂરતુંછે કેમજે ઘણી ધમાલ વખતે "કોરડા" રેહવું પડે છે. એમ હોવાં છતાં પણ કોઇ વેલાં નાસીપાસી હોએ છે. ઉપર જણાવેલા રીફ્રેશમેન્ટ રૂમ્સોમાં હમોને પુરતો ખોરાક મલ્યો પણ અલાહબાદમાં હમોને ભુખા રેહવું પડયું. હમારી આગલ "મીનુ" કાર્ડ મુકવામાં આવ્યો પણ તેમાંથી માંગો તે ચીજ ખલાસ થએલી જણાવવામાં આવી અને પૈસા તો તેટલાંજ લીધા એટલે કે સહવારનાં નાસતાનાં માણસ દીઠ રૂ. ૧॥) અને બપોર રાતનાં ખાણાનાં રૂ. ૨) ઉતારૂઓએ એવા સ્ટેશનોપર આવતાં તુરતજ ઉતાવલે ખાણાની તેબલ પર બેઠક લેવી કેમજે ' First come First servs' જેઓ હાલ હોએ છે. અલાહબાદ જતાં ગંગાં નદીપર બાંધી લીધેલો પુલ બે વખત ઓલગવો પડે છે એટલે કે જબલપોરથી નીકલેલા "નૈની" સ્ટેશન છોડી એ પુલ ઓલગી અલાહબાદ જઈ પુગ્યે છીએ ત્યાંથી કલકતે જવા તેમજ દીલી આગરા જવા બે જુદા જુદા રેસ્તા છે માટે કલકતે જનારાઓ ને માટે અલાહબાદથી નૈની સ્ટેશન પર પાછું જવું પડે છે અને તેમ કરતાં પુલ ઓળંગવો પડે છે. એ પુલ પરથી ગંગા નદીનો અને તેની સાખાઓનો દીલ પઝીર દેખાવ મનને અજબ ચમકાવે છે. એ નદીનાં આંવાં યઝદ માએને પણ થોડા ફુલ તોરા અરપણ કરતાં, તેની કુદરતને વખાણતા ખુશ ખુશાલ હમો આગલ વધ્યા, અને બપોરનાં લંચ લેવાને વખતે "મુગલ સીરાઇ" સ્ટેશન પર આવી પુગા. હવે પાહડી, યા ખીણનો દેખાવ દુર થઇ જઈ સઘલે ખેતી કીધેલાં મૈલનાં મૈલ લાંબાં ખેતરો નજરે પડતાં તેમજ ઝાડોની સુંદર ઘતા, નાલાંઓ, ખેડુતો હલ ફેરવતાં, કોઈક કાપણી કરતા, કેયે ઘઉનો પાક તો કેયે દાલ ( અડદ ) નો પાક, કઇક ઠેકાણે રૂનાં નાના નાનાં ઝાડો ( એવું માલમ પડે છે કે એ તરફનો રૂનો પાક ગુજરાતનાં મથકો કરતાં જુદો છે એટલે કે જમીનથી એક યા બે ફીટની ઉચાઈનાં ઝાડોપર રૂ પાકી શકે છે. ) દીલને આંનંદ કરતા અને મગજને તાજગી બખશતાં દીસ્તાં. રાતનાં ૮ ) કલાકને સુમારે હમો "મુકામેહ" સ્ટેશનપર આવી લાગાં કે જ્યા રાતનુ ખાણું લેવાનું હતું.

મુકામેહ જવા આગમજ સાંહજનાં પાંચ કલાકમાં સુરજ અસ્ત પામેલો અને પુર્વે તરફથી પુનમનો ચ દ્રમાં પોતાનાં સદાનાં થંડા

રૂપેરી કીરણો ફેંકતો, આ દોરંગી દુન્યાની માયાભરી સરદારી હાથમાં લેવા નીકલેલો બહાર આવ્યો ( મુંબઈમાં જ્યારે પાંચ વાગેલા ત્યારે એ તરફ ૭ વાગેલા એટલો ફરક હતો અને તેની સમજ ખગોલ વીદ્યા આપણને આપેછે) પાહડોની બાજુએ પુર્વ તરફથી ઉગતો ચંદ્ર; બોહલા વીસતારમાં બીછાવેલા કુદરતી લીલા તેમજ કાલા ગાલીચાઓ, આકાશ પરનાં રંગ બેરંગી દેખાવોમાંથી દીવશની દગાભરેલી દોરધામ પછીનાં શાંતી ફેલાવતાં સાંહુજનાં ઝઝકલામાં ઝાંખા ઝલકતા તારાઓ, પશચીમમાં આથમતા સુર્યના છેલ્લાં સોનેરી કીરણની ગંભીર રચણાનું ધ્યાન કરવું યા ચીતાર આપવું એ આદમને માટે બીલકુલ મુશકેલછે.

"Now came still ev'ning on, and twilight gray
Had in her sober livery all things clad;
Silence accompanied; ...... .......... . ...
......... . . ....Now glowed the firmament
With living sapphires; Hesperus, that led
The starry host, rode brightest till the moon
Rising in clouded majesty, at length
Apparent queen, unveiled her peerless light
And o'er the dark her silver mantle threw."

MILTON.

નાતાલના તેહવારોને લીધે પુશકલ ધમાલ અને ગાડી ચીકાર ભરાએલી હતી. અને તેને લીધે હમારા વર્ગમાં પણ આવાર નવાર એક બે ઉતારૂઓ જગા લેતા. એવી "પીડાઓ" ને બને તેમ ઓલખી લેવામાં લાભછે કેમ જે કોઈક વેલા આપણા તરેહવાર અજ્ઞાનપણાને તોડે છે અને વાત ચીતમાં કંઈક નવું જાણવાને બને છે પણ વલી આપસ આપસમા ગુજરાતીમાં ટીકાઓ કરતાં સંભાલ લેવી કેમ જે મુંબઈની બાહારનાં અંગ્રેજો ગુજરાતી યા હીન્દુસ્થાની જબાનના અભ્યાસીઓ હોએ છે.

મુકામેહથી નીકલેલાં હમો બીજે દીને સહવારનાં હુગલી નદી ઓલગી ૭ કલાકે કલકતાનાં હાઉરાનાં સ્ટેશન પર મીત્ર મંડલને જઈ મલ્યા. એટલા રસ્તામાં ઠંડી વધારે માલમ પડી તેમજ હવા પણ "ફ્રોગી" રહેતી જો રાતની વેલા સ્ટેશનો પર ઉતરવું પડે તો એક "તકીઆ" સાથે ઓવરકોટ અને ગલપતાની જરૂર પડે. અલાહબાદનું સ્ટેશન મુકયા પછી ભાત ભાતની ચીજો—જેમાં સફેદ પથ્થરનાં ઈંડાં, સોપ મારબલનું બનાવેલું નકસી કામ, મતોડીનાં બનાવેલાં તરેહ તરેહનાં આકારો, બનારસનું વખણાએલું પીતલ તથા ભરત કામ, જાત જાતનો મેવો વગેરે નજર પડતું. વલી એજ સ્ટેશન પછી બંગાલી ઝબાન સંભલાયછે. સ્ટેશનોની બાંધણી સારી પણ કોઈ ઠેકાણે એક સીધી ભીંટથી પણ કામ ચાલતું તેમજ ઘટાં પણ કેટલેક ઠેકાણે ઘાંટની જગાએ એક ઠાલી યા ભાંગેલા લોખંડા પાતા અને હથોડાથી રખાતી તો વલી નાહલા ઘંતરડી જેવા ઘાંટ પણ કોઇ ઠેકાણે હોએ. ઇસ્ત ઇંડયા રેલવેવાલાઓ પોતાને જ્યાદા કમાઈ કરાવી આપતા સેકંડ તથા થર્ડ કલાસના ઉતારૂઓની સગવડ સાચવવા ખંતીલા રહેછે. તેમના સ્ટેશનો પર દરેક ઉતારૂને પુરતું પાણી મલતું, તેમને એકજ દબામાં મેંઢાંની માફક સીચવામાં નહીં આવતા. ત્રેન વધારે લાંબી થવા દેએ છે.

હમારા એક અરધા દબ્બામાં ૫ થી ૮ મીનબતીનાં તેજનાં ત્રણ ગેસ લાંપો હતાં. જોકે હમારી ત્રેન જબલપોરથી એક કલાક મોડી હતી પણ અલાહબાદ જઈ પુગતાં તે વખત મેલવી લેવાયો હતો; જેમકે ઇતારસીથી સોહાગપુરનો ૩૦ માઇલનો તફાવટ ૪૮ મીનીટમાં પસાર કીધો હતો જ્યારે નેમેલો વખત ૬૦ મીનીટનો હતો એટલે કે કલાકના ૩૦ માઇલને બદલે ૩૬ માઇલની ઝડપ લેવામા આવી હતી. જો એજ પ્રમાણે હમેશની ઝડપ વધારવામાં આવે તો રસ્તાની થાક થોડે દરજ્જે કમી થાએ અને વેપાર તથા આમને સવલતા મલે.

હીંદુસ્થાનમાં મુંબઇ, મદરાસ અને કલકતા શેહેરોને એક બીજા સાથ સરખાવવામાં આવે છે અને વલી મુંબઇ "હીંદુસ્થાનનું પેહલું શેહેર" ગણાવાની જરૂરી લેએ છે ત્યારે હું કલકતાનીબી કંઈક જાણવાજોગ વીગતો આપીશ.

કલકતાનું અસલ નામ કાલીકશતરા હતું અને તે હીંદુઓની દેવી કાલી માતાનાં નામ પરથી છે. કલકતા તે બેંગાલ પ્રગણાની રાજધાનીનું શેહેર છે. ઇ. સ. ૧૬૩૬માં સાહનશાહ સાહેજેહાનની એક બેતીને "બાઉતન" નામના કોઈ અંગ્રેજ વૈદે તેણીનાં મંડવાદમાંથી સાજી કીધી અને એની મેહરબાની તરીકે અંગ્રેજોને બ્યાપારી કોથી સ્થાપવાની પરવાનગી મલી. કલકતાનુ શેહેર દરીયાની સપાતીથી આસરે ૧૮ થી ૨૦ ફીટ ઉચાંઇએ વસાવેલું છે. શેહેરના રસ્તાનો વીસ્તાર ૧૨૦ માઇલનો છે. શેહેરનાં ઘણા ખરા ઘેરો બેથી ત્રણ મારના છે, પણ દરેક માર ઉંચી ભરણીનાં હોવાથી અને છાંપરાને બદલે અગાસીની 'ફેશન' હોવાથી તેમજ તે અગાસીઓને ટેકવી રાખનારા ગંજાવર ઈંટના ખાંભો—કોઈ કોઈ ખાંભ તો ૨૫ થી. ૩૦ ફીટની ઉચાંઈનાં—હોવાથી કલકતાને "મહાલોનું શહેર ( City of Palaces ) કરી કેહવામાં આવેછે. એ ઘરો મજબુત બાંધણીનાં અને સારા દેખાવનાં ચોખંડા આકારનાંછે. ત્યાની જમીન નરમ હોવાથી ત્યાં ચાર પાચ મારનાં ઘર જોવામાં આવતા નથી.

કલકતાની રૂતુ કોઈ પણ વરસ એક સરખી રહી નથી, ત્યાંની ત્રણ રૂતુઓ નીચે મુજબ છે. ગરમીની મોસમ માર્ચ મહીનાથી જુન મહીના સુધી, જ્યારે વધુમાં વધુ ગરમી ૧૦૬' વેર ગએલી ઇ. સ. ૧૮૭૩ માં ગણાએલી છે અને સરાસરી ગરમી ૯૫ વેર હોએછે. બારાનની રૂતુ જુનથી અકતોબરની આખેરી વેરની થાએછે અને થંડી રૂતુ નવેમબરથી માર્ચ સુધીની બનેલી છે. જ્યારે સરાસરી થંડી ૭૦ દીગરી અને વધુમાં વધુ ૫૧; ઇ. સ. ૧૮૭૪ માં નોધાએલી છે. કલકતામાં સરાસરી વરસાદની માપણી ૬૦ ઇંચની છે અને ૧૮૭૧ માં તે ૯૩ ઇંચ વેર મપાએલી છે. કલકતા અને આસ પાસનાં ગાંમડાંઓ ( Subarbs ) ની જુમલે વસ્તી ૬૮૧,૫૦૦, માણશો છે તેમાં ૪૪૬, ૭૪૬ મર્દો અને ૨૩૪, ૮૧૪ સ્ત્રીઓ છે.

મુંબઇની માફક કલકતા શેહેર પણ પંચ વસ્તીનું બનેલું છે પણ તમો જ્યાંબી જોશો ત્યાં તમોને લાલ, પીલી, લીલી સફેદ, કાલી એવી રંગબેરંગી શેઆળ ઓધેલાં ઉઘાડે માંથેનાં કાલા ચામડીનાં બાબુઓ નજર પડવાનાં જ્યારે ઘણાજ છુટા છુવાયા હીંદુ, ખ્રીસ્તી, પારસી યા યાહુદીઓ નજરે પડશે. બાબુઓ જોકે હીંદુ ધર્મની માનતા કરેછે તે છતાં તેઓમાં ઝનાનાની રસમ છે. જાણે ભાયડાઓ નુંજ શેહર હોએ એવું દીસે છે. ત્યાંના બાબુઓ ઘણા ખરા આલસુ, નરમ દીલના, સાધારણ હોશીઆરીનાં અને નજીસ હોએ છે. ત્યાં ચીનાઓ વધારે નજરે પડે છે. અને તેઓએ મોચીનો ધંધો જાણે એક હાથ કરી લીધો છે. અને પોતાનાં કામ પાછલ એ ચચંલ ચીનો એવો મથેલો હોએ છે કે રાતના બાર કલાક વેર તમો રસ્તેથી પસાર થતાં તેમની દુકાણ ઉઘાડી જોશો તેમજ સહવારમા સકારેથી બુટ સીવતો નજરે પડશે.

ઈ.સ.૧૭૯૪માં કલકતા શેહેરમાં પેહલવેહલુ મ્યુનસીપલ ખાતું સ્થાપવામાં આવ્યું હતું અને તેને કરભરનારાઓની હાજતોપર સારૂં ધ્યાંન આપેલું જણાએલું છે. ત્યાની કોરપોરેશન ૭૫ સભાસદોની બનેલી છે અને તેમાં કર ભરનારાઓના ૫૦) પ્રતિનીધી છે સરકારી સભા-

સદી ૨૫ છે. મ્યુનીસીપલ આવક ૪૨) લાખ રૂ. ને આશરેની છે અને ખરચ પણ તેટલા વેરનોજ છે. ઈ. સ. ૧૮૭૦ માં સ્વચ્છ પાણીનું મોટું બાંધકામ ત્યાં શુરૂ થયું હતુ. તે પાછલ કુલે ખરચ ૧૫૫) લાખ રૂ. નો ગણાએલો છે. કલકતા શેહેરથી ૧૬–૧૭ માઇલને છેટે એ બાંધકામ આવેલું છે અને તે જોવા જોગ છે મછવાઓમાં યા રેલવે મારફતે ત્યાં જવાએ છે. તે "પીકનીક" જવાને માટે સારી જગાછે. હુગલી નદીમાંથી પાણી ખેચી કાઢી જુદાં જુદાં "ફીલતરો" ની રીતથી તે સ્વચ્છ બનાવવામાં આવે છે અને નલીઓ મારફતે શેહેરમાં પહેચતું કરાએ છે. ૨૩૨ માઈલની લંબાઇએ એ નલીઓ નાખવામાં આવી છે અને તે દર માણસ દીઠ ૪૦ ગ્યાલન પાણી રોજનું પુરૂં પાડે છે. મુંબઇથી ઉલટીજ રીતે પેહલી ગણત્રી ફકત ૨૦ ગ્યાલનની હતી પણ તે ખરેખર ૪૦ ગ્યાલન પાણી આપી શકે છે. એમ હોવા છતાં માલાઓપર પાણી પુરતા જોશમાં મલતુ નથી. કલકતા શેહેરનું પોલીસ ખાતુ ઘણુંજ ઝુકતુ કહી શકાય.

જો તમો શેહેરમાંથી પસાર થાવો તો તમો જોશો કે પ્રજાનું રક્ષણ કરનારા એ આદમીઓ દેવાલે યા થાંભાને અથીંગીને ઉંઘતા હોશે. જો તેમને બોલાવ્યા હોએ તો તેવો વીસ કદમ ચાલતાં પાચ મીનીટ લેશે. તેમને તદન સફેદ પોશાક અને લાલ પાઘડી તથા સહવાર સાંહજ થડીનાં બચાવ અર્થે મોટા "ઓવર કોટ" આપવામાં આવે છે. ગમે તે રીતે રસ્તો આવજાવને માટે ભાડુતી ગાડીઓથી યા બીજી રીતે બંધ થએલો હોએ તો તેઓ કંઈ કરી શકે નહી ત્યાંનું મુંબાખાતું પોલીસ કમીશનરનાં હાથ હેથલ છે. અને તે સારા પાયા ઉપર છે શેહેરના વીસતાર પ્રમાણે ત્યાની વસ્તી ઘણી ઓછી કેહવાએ પણ ત્યાનો વ્યપાર મુંબઈ કરતા ત્રણથી ચાર ઘણો વધારે જાગે છે. તેમાં મુખ્ય જુતનો, ઘઉ અને ચોખાનો છે. ચીન સાથનો વ્યપાર મુંબઇ કરતાં ઓછો ગણાએ ઈ. સ. ૧૮૯૦–૯૧ ના સાલમાં કસતમ ખાતાંમાં રૂ ૭૭૦,૪૦,૩૮૩ ની ફી આયાત તથા નીકાશ થએલા માલપર ૩૫૦૭ હતી. 'કલકતાનાં બાગમાં છેક કિનારાની નજદીકવેર સ્તીમરો આવી શકેછે અને તેથી લગોલગ ઉભેલી" એવી કેટલીક મોટી સ્તીમરો, મનવારો, શેહરના મોટા રસ્તાઓને ઘણી રોણક આપે છે. એમ હોવા છતાં પણ ત્યા–"કીડરપોર ડૉકસ"–એક ગોદીની હસતી છે.

શેહેરમાં ૫૦) માઈલને વીસ્તારે ઘોડાની તથા સ્તીમની ત્રામ ગાડીઓ દોડે છે. સઘલે દબલ લાઇન નાખેલી છે—પણ બને ગાડીઓ આ "મહાલોનાં શેહર"ને લાએક નથી. તેઓ એક સરખી બાંધણીની છે, તેમાં આમણ સામણ બેઠક રાખીછે પણ બેઠકો બંધ કરી લીધીછે અને તે ઘણી જુની થઈ ગએલી દીસે છે. તે પર રંગતું યા સફાઈતું ઠેકાણું મલે નહીં. સ્તીમ ત્રામવે તે આપણા શેહરમાં ફરતાં ખડી દાબવાનાં સ્તીમ રોલરને જાણેલીલા પીલા રંગની મોટી ચોખડી કબતમાં બંધ કરી લીધું હોએ એવું લાગે છે! એક એક પછવાડે ત્રણ ત્રામવેનાં દબા એવા એક એનજીન સાથે જોડવામાં આવે છે. તેમાં ધાંચકા મુદલ લાગતા નથી. તેની ઘણી ધીમી ચાલ હોએ છે. તે શેહેરનાં થોડાક ભાગમાં ફરે છે. કલકતા શેહેરની જમીન પોચી ગણાતી હોવાથી ત્રામવેના પાતાઓ પથ્થરની લારીમાં જડી લીધેલા હોએછે અને કેટલેક ઠેકાણે તો ત્રામવેનો આખો રસ્તોજ એ માફક પથ્થરની લાદીનો છે. ત્રામવેનાં પાતા રસ્તાની બાજુએ નાખવામાં આવ્યા છે ત્રામવેની તીકીત જાડા કાગપર એકજ બાજુએ છાપેલી હોએ છે.

ત્યાંની ભાડુતી ગાડીઓ તો શેહેરને ખચ્ચીત નીચું જોવાડનારી છે. પતલાં બે માણસો બેસી શકે એટલી પોહલી સાંમાં સાંમી બેઠકની શીગરામો ત્યા મુખ્ય છે. તેનો કોચબૅાકશ છેક ટૉપનાં જેટલો ઉંચો યા ટૉપ પરજ હોએછે.

દેખાવે એ ગાડીઓ ઘણી બેડોલ લાગે છે. ઉત્રા ડવાના બારણાં હોએ યાતો જડી લીધેલાં! તમોએ તે પર લાંબી ફલાંગે ચઢીને અંદર બેસવું. અંદર બેઠા પછી તમોને ખરો ખ્યાલ આવશે. ગાડી ચાલતી હોએ ત્યારે તમો એમજ ધારો કે હાડકા પાસરાં સલામત રહ્યા તો તે સાહેબની મરજી! ખખરાત ને અવાજનું તો કંઇ પુછવુંજ નહીં. એક તો ત્રામવેને લીધે રસ્તાઓપર પથ્થર જડેલા અને બીજુ તો ગાડીને ફરતાં વીનીશન અને તેમાનું એક પણ આખુ નહી; ચામડાંની ગાડી સીવાએ બધી બાજુએ લાકડ કામ! એ ઉપરાંત થોડીક વીકતોરીયા પણ ફરેછે. ગાડીઓને ત્રણ વર્ગમાં વેહચી નાખવામાં આવી છે અને તેનું દામ પણ મુકરર કીધું છે

ગાડીવાનો ગમે તેમ ગાડી હાંકે છે કોઇ પુછનાર છેજ નહીં. એક રસ્તાપર કોઈ વખતે પાસે પાસે ત્રણથી ચાર ગાડીઓ એકજ તરફ દોડતી તમો જોશો. સાંમેની ગાડીવાલો ગમે તે કરી લીએ! વલી ગાડીમાં ચાહો તેટલા જણાં બેસી શકો. જો અંદર જગા નહીજ હોએ તો પછવાડે યા ટૉપ પર તમો બેસો તો કોઇ પુછનાર નથી. ત્યા જાનવરોપર ઘાતકી પણું અટકાવનારી મંડલી છેક ૧૮૫૨ ની હસ્તીમાં છે પણ તે ઉધતી હાલતમાં હોએ એવો રાહધાત દીસે છે. ત્યાની એક મોટી સરતને દહાડે મેં સ્તીમ ત્રામવે દોડતી જોઈ તો તેમાં એક એક ગાડીમાં લગભગ ૧૦૦ આદમીઓ હતાં. મે ઉપર કહ્યુંછે તેમ એક એનજીન સાથે ત્રણ ગાડીઓ જોડવામા આવેછે અને તે હીસાબે એકી વખતે ૩૦૦ આદમીઓ આવજાવ કરેછે પગથીયાં પર, આગલ, પછવાડે અને બેઠકો ઉપરાંત અંદર પણ જો તમો ઉભા રેહો તો કંઈ નહી, ત્યાંની ભાડુતી ગાડીઓને "તીકા ગાડી" કહેછે.

મુંબઇ શેહેર કરતાં ભાડુતી ગાડીઓની સંખ્યા ઘણી વધારેછે તમો એક માઇલને છેટે જવાના હોવો તો પાલખીમાં જઈ શકો અને તેને માટે બે આના પુરતા છે. ત્યાંનાં ગાડાં તે બે ચાક પર ૪ થી ૫, ૧ થી ૧૫ ફીત લાંબા બાંબુઓ બાંધી લઇ બનાવેલાં છે. ત્યાંનો મીયુનસીપલ કચરો લઇ જવા સારૂં બધાં ઘોડાઓને ગાડાંઓમાં જોડવામાં આવે છે.

રસ્તાઓ સાફ રાખવામા આવેછે પણ મોહલ્લાઓમાં તે સાફ કીધેલો કચરો ફુટપાથની બાજુએ દીવસો સુધી પડી રહે અને ત્યાં મુખ્ય નલીઓમાંથી પાણી સીપાતું હોવાથી તે કોહવા માડે છે. મોહલાઓમાંથી તમો પસાર થાવો તો ઘણોજ ખરાબ વાસ તમોને સઘલે મલશે. કટકે કટકે ફુટપાથપર નલોના મોહડાં રાખેલાછે અને નલી વટે પાણી સીપવામાં આવેછે પણ ફુટપાથની બાજુએ હમેશા ગતર માફક પાણી વેહતું તમે જોશો. રસ્તાપરનાં કચરાં ઉપરાંત ઘેરનો કચરો પણ બારણાં આગલજ નાખવામા આવેછે કેમજે કેઠે પણ કચરાની પેતી હોએ એવું દીસ્તું નથી; તેમા વલી ત્યાંના લોકોની અસુખાકારીભરી રીતભાત એટલે હવે મોહલ્લાઓ ગંધ મારે તો નવાઈ શું? ત્યાનાં ઘણા ખરા રસ્તાઓ પોહોલા હોએ છે. એક ગમે એવી સાકડી ગલી પણ મુંબઈની સેંકડો ગલીઓ કરતા પોહલાઇમાં વધારે છે.

ત્યાંના ઘરોને ઘણો ખરો એકજ જાતનો ચુનો રાતો ગુલાબી લગાડવાનો સંપ કીધો હોએ એવું લાગેછે. ઘરનાં ભોઅતલીયા તે તબેલા વખાર વગેરે કામમાં આવેછે જ્યારે રેહવાનું તો માલાપરજ હોએ છે.

ત્યાંની પંચ ભેલ પ્રજામાં મર્દો તથા સ્ત્રીઓની ભેગી પારસી વસ્તી ૩૦૦ ને સુમારે છે. એ જરથોસ્તી ભાઇઓ ઘણા ખરા લાબા વખતના રહીશ છે અને મુખ્ય વ્યાપારી તરીકે ગણાએ છે. જરથોસ્તીઓ માટે ત્યાંનાં એક અંગ્રેજ લખનારે નીચે મુજબ કહ્યું છે 'The Parsees are the fewest in number, but inferior to none of the people of Calcutta in integrity, enter

prise and commercial skill." પારસી પોશાકને ત્યાં ઘણું માન છે અને ત્યાંના પારસી ભાઇઓ પણ તે સમજે છે કેમકે તેઓ મુખ્ય પારસી પોશાકમાંજ બધે ફરે હરે છે. નવા વરસને દીને હું ત્યાંની પરેડ જોવા ગયો હતો ત્યારે એક કોનસ્તેબ્લે અંગ્રેજીમાં મને અરજ કીધી કે "મેહરબાની કરી આએ રસ્તો ઘેરી નાખવો નહીં" જ્યારે એક સારા અંગ્રેજી પોશાકમાં આવેલા બાબુને પોતાના હાથમાંની સોટીથી "પસવારી" બીજી બાજુ જવા કહ્યું

મરહુમ શેઠ રૂસતમજી કાવશજી – તે હોદ્દુપર એહશતનશીન થએલા ત્યાંનાં માનવંત શેહરી શેઠ માનેકજી રૂસતમજીનાં પીતાજીએ ઈ. સ. ૧૮૩૭ માં ત્યાં એક આદરીઆન બંધાવ્યું હતું અને સર–અવસરે ત્યાંનાં જરથોસ્તીનાં ઉપયોગ માટે વપડાય છે. હાલ ત્યાં ચાર મોબેદો કામ કરેછે અને તેના ખરચ માટે એક સારી રકમ એલાહદી કાઢી છે. એ આદરીઆનને મથાલે સર દીનશા પીતીત લાઇબરેરી છે પણ તેનો કંઇ ઉપયોગ થતો નથી હું ત્યાં ગયો ત્યારે બધું ઉજાજડ જેવું હતું. સઘલે ઠેકાણે ધુલ દીસતી હતી. એક બે નાની કબતમાં લાઇબરેરીનું કેતાબખાનું સમાએલું છે અને તેબલપર જુના ન્યુસપેપરનો ધુલ ખાતો ઘગ મેલેલો હતો. તપાસ પરથી માલમ પડેછે કે ત્યાં મુંબઈમાં છાપાતાં જામે જમશેદ અને રાસ્ત ગોફ્તાર આવેછે. પારસીઓની છેલ્લી આરામગાહની જગયાં શેહરથી ૪ માઇલને છેટે આવેલી છે અને તેના સ્થાપક મરહુમ શેઠ નવરોજી ફરામજી બંગાલી થઇ ગયા છે. વળી મરહુમ શેઠ બેરામજી જીજીભાઇવાલું જરથોસ્તી રવાનોને અવલ મંજલ પહોચાડવાનું ફંડ સારા પાયા ઉપર મેલાએલું છે. જરથોસ્તીઓ માટે ત્યાં એક મુસાફરખાણાની અગત છે કેમ જે ત્યાંનાં હોતલોમાં રેહેવું તેમને કંઈ પરવડે નહીં. ત્યાં તેઓથી "વોલંતીઅર" થઇ શકાએછે. પુણા અને કલકતા જેવે ઠેકાણે તેમને એ હક બક્ષવામાં આવે તો ખુદ મુંબઇ શહેરમાં તે કાં નહીં મલે? શું મુંબઇમાં તેઓ વફાદાર નથી? પારસીઓ ત્યાં માન મેલવેછે એટલુંજ નહીં પણ ત્યાંનાં લોકો તેમની સાથ કામ કરવાને ખુબ આતુર હોએ છે.'

ત્યાંની પારસી વસ્તીમાં ઘણા ખરા બ્યપારીઓછે. જ્યારે બાકીનાં સરકારી ઓફીસ વગેરે ઠેકાણે છે. એક કેલવાએલા પારસી દાકતર પણ ત્યાં છે અને તેઓ પોતાનાં મલતાવડા સ્વભાવ તથા નરમ ખવાસ અને જાતી કુશલતાથી જરથોસ્તીઓ ઉપરાંત બીજી દરેક કોમમાં માનીતા થએલા છે અને દર્દીઓ તેમની વખાણ ગાએ છે. પારસી એલફીનસ્તન દ્રામેટીક કલ્બ નામની એક તોલી ત્યાંના તખતાઓપર ઉર્દુ તેમજ બીજા ખેલો ભજવી બતાવેછે, અને ત્યાંની પ્રજાથી ઠીક આશરો મેલવે છે. એ કલ્બના નાટકોવેલા કોઈ પણ જરથોસ્તીને વગર દામે તેનો લાભ લેવાની છુટછે. હું ખાતરીથી ધારું છું કે જો મુંબઇમાંથી આપણા કેટલાક પારસી જવાનો ત્યાં આવે તો તેવો પોતાને લાભ કરી શકશે. ત્યાંની કેટલીક પેહડીઓ પારસી નોકર રાખવા ખુશીછે. ત્યાં એક પણ પારસી કાએદાનો અભ્યાસી કે દલાલ નહીં મલે. ઇરાની "આઇસ સુલાવાતર" પણ ત્યાં નથી. પારસી કાપડયો નથી. ગાડીનાં કારખાણાવાલો નથી. વગેરે વગેરે પરચુતણ સામણની, ચોપડીઓની દુકાણ જો કોઇ ઉજમારા મુંબઈવાસી પારસી કાઢવાને માથે લેએ તો તેને આશરો મલે એવી વકી છે. પણ એટલુ યાદ રાખવું જોઇએ કે ધીરજથી અને વખત જતા તે ફાવશે. પેહલાંથીજ લુમકો તૈયાર રહેશે નહીં. હાલનાં રાહઘાત પ્રમાણે તો પારસી વસ્તી જલદી વધે એવું લાગતું નથી પણ હું ફરી કહીશ કે કલકતા શહેરમાં પારસીઓએ વધારે સંખ્યામાં વસવાત કરવો જોઈએ.

# કલકત્તા.

કલકત્તા શેહેરમાં જોવા લાયક જગ્યાઓ તો ફક્ત થોડીજ છે પણ તેમની બરોબરી મુંબઇ શેહેર "હીંદુસ્થાનનુ પેહેલુ શેહેર" એક પેણ ધરાવતું નથી અને કદાચ દાયકાઓ સુધી ધરાવશે નહીં. ત્યાંનાં "મ્યુઝીઅમ" જેવું મુંબઇનુ કંગાળ વિક્ટોરીઆ ગાર્ડન્સ માંહેલાં એવાં સંગ્રહને થતાં બીજાં ૫૦ વર્ષ લાગશે એમ હું ખાતરીથી માનુંછું.

## ઈડન ગાર્ડન્સ

શેહેરના બારાંની સાંમે અને વૉઇસરાએના મેહેલની પાડોશમાં એ બાગ આવેલોછે અને તે નામ ત્યાંનાં એક આગલા લેફ્તનન્ટ ગવરનરની બે બેંટીઓનાં નાંમથી છે. કારણ તેઓએ એ બાગને સારા પાયા પર મેળવામાં પોતાનાં જરનો તેમજ જીંદગીનો ખુબ વખત ગુમાવ્યો હતો. બાગમાં સઘલે ઈલેક્ટ્રીક તેમજ ગેશની રોશણીછે અને આશરે ૧૦૦ હારેબંધ બાંક–'લૉનની'–લીલાં મેદાનની–આશપાસ ગોઠવી દીધા છે. એક સારી બાંધણીનુ શોભઈતું બેંડસ્તેન્ડ બાગને શણગારેછે અને ત્યાં આતવાર શિવાય દરરોજ દેશી તેમજ ઇંગ્રેજી સીપાઇઓનું બેંડ ચાલેછે. એક ખુણામાં બુધીસ્ટ દેહરૂં પોતાના ગોળ ગંજાવર ખાંભ તથા બારીક નકસી કામથી જેબ આપે છે. ત્યાં ત્યાં પાણી ઉડારતા ફુંવારાઓ, અને વેળથી ઘડકાંએલાં આંરકાંઓ બાગને બીજીજ રીતે સણગાર છે. "લૉન" પર ગોરા લોકને માટે ખાશ ગોઠવી દીધેલી નેતરની ખુરસીઓ; નિર્દોષ ભુલકાઓનું અમન ચમનમા દોડધામ કરવું; ઠંડી સ્વચ્છ હવામાં લટાર મારતાં નરનારીઓ; સાંમેના બાંકોપર ધોતયાં પેહેરી આવેલાં બાબુઓનું બેસી મોટે અવાજે તોલતપ્પા ચલાવવું —એવો હુકમછે કે જે દેશીઓ દગલા પાતલુન પેહેરીને આવે તે લોકથીજ "લૉન" પર ફરાય નહિંતો બાંકપર બેસી રહેવું યા બાગના કોઈ બીજાજ ખુણામાં ફરવું—બેંડનો મીથો સરોદ; બારાંમાંહે પોતાનાં સડનાં દમામ ભર્યા દેખાવ સાથ આવી ઉભેલી સ્તીમરો; બડેખાંઓની ગાડીઓની હાર, તો કોઇ મારતેમીયાં પોતાની ચાર્ટ ફ્ફરાવતા; એવો ભપકાભર્યો, મનને તાજગી બક્ષનારો રાહધાત, તે ત્યાંનાં ઇડન બગીચાનો છે, પણ પારસી સુંદરીઓની રંગ બેરંગી સારીઓનાં ચમતકારીક ઝલકાતની ગેરહાજરી એ દેખાવની અસર ઓછી કરતી–હમારી ટોળી માંહેલી એવી એકજ સારી સધલે ઠેકાણે ઘણાં અંગ્રેજ મડમોની નજર હમો તરફ ખેંચતી. કલકત્તાની સોસાયટીનો ખરો ખ્યાલ સાંહજની વેળાએ એ બગીચાની મુલાકાતથી મળેછે.

## ઝુલોજીકલ ગાર્ડન્સ.

"રડતીનાં આંસુ લુંછાવનારૂં મુંબઇનું જનાવરખાનું સારા પાયા પર મેળવાની ઘણી જરૂરછે, અને મુંબઈ જેવાં શેહેરે એ જરૂરની બાબદપર વધુ બેદાદી નહિં બતાવવી જોઇયે" એવી ડાહી ડાહી વાતો તો ઘણી વખત બોલાઇછે પણ તે કયારે અમલમાં આવશે તે તો કોણને ખબર પણ કલકત્તા શેહેરની બરોબરીજ નહીં પણ ચઢીયાતાપણું મેળવવાને મુંબઈએ આતુર રેહવું જોઈએ. એ જનાવરખાનું પ્રીનસ ઑફ વેલ્સની ત્યાંની મુલાકાતની યાદગારી તરીકે છે. સારી બ.ધણીનાં નાના નાના મકાણોમાં એ સંગ્રહ રાખવામાં આવેછે, અને તેને માટે દેશ હીતકારીક નરોએ જુદાં જુદાં મકાણો બંધાવી આપ્યાંછે એમ તે ઉપરની નામની તખતીઓ પરથી જણાય છે.

વાઘ ને સીંહની કાંઈ ત્યાં ઘણી મોટી સંખ્યા નથી, પણ તેમાં ધ્યાન ખેંચનાર તે જાનવ-

। કદ છે,-તદ્દન કાળા વાઘની એક છે. સાંપોવાળાં મકાનમાં, એક ઘણી ખ્યા ઝેરી નાગની છે, તે ઉપરાંત ભાતમાં ન્હણાં ઝાડ યા મટોડીનાં દ- ા જાતનાં સર્પો રાખેલા છે. પાણી- ા, માછલાં, કાચબા અને સુસવાટ dile) માટે લીસા પથ્થરનો સાફ બાં- ણો તલાવ પણ છે. મીઠાં સરોદોથી ાદ કરતાં યા પોતાની તીણી ચાંચ્યો- સરખી કરતાં, જ્યાંથી ત્યા કુદા કુદી સુંદર પક્ષીઓનાં ગંજાવર ટોળામાં ધ્યાન ખેંચનાર "બેહસ્તનાં પક્ષી- Bird of Paradise )ની એક એ પક્ષી પોપટનાં જેટલું મોટુ પણ હેનાં રંગોમાં રાતા ધાબાંવાલું બા- ખનું છે. તેને એ નામ કેમ મલ્યું તે ા પક્ષીનો સાદ સાંભસનાર કોઇપણ છવાનો, કેમ જે એ પક્ષી ઘણી તીક્ષ- ારીઓ મારેછે. પોતાનાં મોઢાંપર દાંત રતું જાડી ચામડીવાલુ જાનવર—ગેંડો જોડી છે. એ જાંનવરનાં શરીરપર પડમાં અર્ધા ઇંચને સુમારે ભાજી ઉ- ૪રે પડેછે. દરેક જાતનાં જાનવરની મો ાં અને તેને સફાઈ હાલતમાં તથા ે ફાવે તેમ રાખવાની ગોઠવણપર ાપાયલું જોવામાં આવેછે. એ બાગ- માતવારે યુરોપીઅન બાનુઓનું એક ાફી રંગ પર બલુ લેશ અને રીબ- રંગબેરંગી બનાવતી ફુલોની સાદરા- ોનાં એક સરખા પોશાકમાં સ્ત્રીંગ બે જ આપેછે, અને તેવે દહાડે સાંજનાં ાતા પછી બાગમાં દાખલ થવાની મા- ૩. ૧)ની ફી તેમજ દરેક ગાડી પછ- ૧ જુદા એમ વસુલ કરવામાં આવે- રે બીજા દહાડાઓપર ૫૮ટ એક આના રાખવામાં આવી છે. એજ બાગમાં વર્ષે જુદા જુદાં ધરમખાતાંઓની મદદ માટે એક ફેનસી ફેર ભરવાનો રેવાજ પડયોછે અને તેમાં દાખલ થવાની રૂ ૧ની ફી, મુકરર હોય છે. મુંબઈ માફક કાંઈ પાંચ પ- ચીસ ખોહી દેવાની જ્યાં બિહક હોતી નથી. લોકોની ધમાલ રહેછે, પણ કોઈ તમુને ખાસ "પેહરાંવવા"ની દરકાર રાખતું નથી. કારણ "સ્ટૉલસ" ઓછા અને વળી તેમાં બેસનારાં પણ અમીરી યા આગેવાનો નહીં કે શરમાશરમીની વાત બની જાય.

## બૉટનિકલ ગાર્ડન્સ.

કલકત્તાનાં હાઉરાનાં રેલવે સ્ટેશનથી આ- શરે ચાર માઈલ દૂર સીબપોર તરફ એ અતિ મોટો બાગ આવેલો છે. એ બાગ આસરે છ. માઈલના વિસ્તારનોછે અને જ્યાં મછવામાં તે- મજ ઘોડાની ગાડીમાં જવાય છે. બાગની એક માઇલની લંબાઈએ નદી કિનારો આવેલો છે.

એમાં ત્રણ અંગ્રેજ બાગબાન ૨૦૦ મા- લીઓ, ૧૦૦ દરવાન—સીપાહીઓની ફોજ પ- ગાર કમાય છે. આખી દુનિયામાં એ બાગનો હરીફ ફક્ટ એકજ છે. એ બાગને હસ્તીમાં લાવનાર મી૦ કીડ નામનો સાહસીક અંગ્રેજ છે, અને તેની યાદગારીનો સ્થંભ ત્યાં ઉભોછે. એમાં એકજ સરખા એટલા રસ્તાઓછે કે બ હાર નિકળવાનો દરવાજો શોધી કાઢતા ભુલાં પડયે છીએ અને તમામ થાકી જઇયે છીએ.

બાગમાં ત્રણ ચાર "સમર હાઉસ" શિવાય રંગબેરંગી સુગંધી ફુલ, પાદડાં યા શોભ- ઇતા કયારાઓની મોટી જરૂરછે એવાં "સ- મર હાઉસમાં"તમો તરેહવાર જાતનાં ફર્નસ, વેલાઓ અને વલીઆંઓ જોશો પણ આંખને જીતી લેતાં ફુલો તેમની તાજીગીભરેલી ખુશબો- ની ગેરહાજરીથી આપણને ત્યાં વધુ વાર થોભ વાને લલચાવતા નથી. ગાર્ડનસમાં "પીકનીક" ઉતરી પડવાની સારી જોગવાઇઓછે, અને તેને માટે મોટા દરખતનાં ગંજાવર છાયાં ઉપરાંત બે ત્રણ જુદા મકાનો બાંધવામાં આવ્યાં છે, જેનો રૂ. ૧ની ફી આપવે ઉપયોગ થઇ શકે

છે, બાગમાં બે અતિ મોટાં વડનાં ઝાડછે તેમાંનાં એક પર નીચે મુજબ પાત્યું લગાડયું છે:-

"આ ઝાડ ૧૦૦ વરસનું જુનુંછે અને તેનાં થડનો ચકરાવો ૪૨ ફીટ જ્યારે તેનાં મથાલાંપરનો વિસ્તાર (૫૦) ફીટ છે. તેનાં સાંતાઓએ લીધેલી જડની સંખ્યા ૨૩૦ ની છે. એનાં નવા નિકળતાં સાંતાંઓને બાંબુઓ મારફતે જમીનમાં ઉતારવામાં આવે છે. એ ઝાડનાં ડાલાંઓને કેટલેક ઠેકાણેથી ઇંત અને ચુનાની પાકી બાધણીનાં તેકા દેવામાં આવ્યાં છે. એ બાગ સાધારણ જોનાર કરતાં વૈદું શિખનારાઓ અને ફુલપાણની વીધ્યા જાણનારા શોકીનોને માટે કિમતી છે. બાગમાં જગે જગ કમળ ફુલથી ભરેલા નાલાંઓ તથા બાંકો વગેરે છે. એની નજદિકમાંજ સોછ તાડી પણ મળેછે જે ઉજાણીની મજાહ ખાસ વધારે છે. બાગમાં સારી ઠંડક રહે છે. બાગમાં સાંપોની મોટી સંખ્યા હોય એવું દીસેછે.

### મ્યુઝીઅમ.

ને ત્યાં નાં લોકો "જાદુગર ખાંણા" ને નામે ઓળખેછે તે સર્વેને માટે કાંઇ પણ દામ વગર ખુલ્લું છે. ઇ. સ. ૧૮૫૬ માં શેહેરમાં એવું એક મ્યુઝીયમ સ્થાપવું એવો સરકારી હુકમ બહાર પડયો હતો. અને ૧૮૭૫માં તેને માટે હાલનુ મકાન બંધાઇ તૈયાર કરવામાં આવ્યું હતું. અને તે મકાન "ચઉરંગી" ના રસ્તાપર આવેલુ છે અને તે ૩૦૦ ફીટ લાંબું તથા ૨૭૦ ફીટ ઊંડું એક ગાળનું છે. તેના ઉપરના માળપર પ્રાણી, પક્ષી, અને વીધ્યા હુન્નરનો મોટો સંગ્રહછે જ્યારે નીચે અસલની મુર્તીઓ તથા પથ્થરપરના કોતરકામ- વાગા સુધી ખુલ્લું રાખવામાં આવેછે. એમાં દેશ દેશનાં લોકોની જુદી જુદી માંથાની પાઘડી અને તોપીઓ તેમજ મતોડીનાં બનાવેલાં તેમનાં ચેહેરા અભણ લોકોનું મોટું ટોળું એકઠું કરેછે. એમાં મતોડીનાં બનાવેલાં જુદા જુદા આકારો તેમાં ગામડાનો રાહથાટ કોઇ મોચી, ધોબી, સોની, લુહાર, દેશી ઘરની રીતભાંત, લગનની ક્રિયા, દેહરાની પુંજા, વગેરે નમુનાઓ સારા છે. લાકડાં પરનું બારીક કોતરકામ, સોના રૂપાના નકસીના દાગીનાં, જાત જાતનાં ચીત્રામણો, ભરતકામો, સફાઇદાર સીંગડાઓનો જથ્થો વિશેપ છે. જાનવરો અને પક્ષીઓનાં રંગબેરંગી જથ્થો જોવા જોગ છે. ત્યાં એક મગરમચ્છ માછલીનું નીચલું જડબુ સંગ્રી રાખ્યુંછે. જે ૮૪) ફીટ લાંબુંછે હાથીનું એક હાડપીંજર ૮ ફીટ લાંબા દાત સાથ રાખવામાં આવ્યું છે. એ સઘળું આખું ફરીને ધીરેથી જોતાં એક આખો દહાડો નિકળી જાય એવું છે.

શેહેરમાં ઉપલી જોવાજોગ જગ્યાઓ ઉપરાંત ઇસતર્ન બેંગાલ રેલવેની લોકલ ટ્રેનો મારફતે તીથાગર, દમદમ, અને બેરેકપુર જીલ્લાઓમાં અરધા—પોણા કલાકમાં જવાય છે. તીથાગર તરફ એક પેપર મીલ તથા ગલાસ ફેક્તરી છે. પેપર મીલ જોવા જોગ છે. ઉપલી મીલ રોજનાં ૧૨ થી ૧૫ એક જાતનાં ટેકડીપર ઉગતાં ઘાસને ચાલુ પાણીનાં મારાથી સંચા વડે બારી તથા ધોઇ કરી કંઇક વેલાતી મસાલાની મેળવણીથી જુદા જુદા રંગનાં જાડાં પાતલાં કાગળમાં ફેરવી નાખવામાં આવેછે. ઘાસને જે ખંડમાં આરવામાં આવેછે ત્યાં ગુ-

તરેહ તરેહનાં આકારની ઉપ્યોગી ચીજો કેમ બનાવવામાં આવેછે તેનો પુરતો ખ્યાલ આવેછે તીથાગરની બીજી મજાહ તે તદન છાએડાંવાળાં માઇલનામાઇલ સુધી સાફસપાત લાંબા રસ્તાપર ઘોડેસ્વાર યા પાંઉ પ્યાદા જવામાં છે. બેરેકપુર તરફ હુગલી નદીમાંથી પાણીને સંચાથી બહાર કાઢી સાફ કરી શેહેરમાં પોહચતું કરવાનું "વોતર વર્કસ" કારખાણુંછે અને તે જોવાનાં બહાણા હેથલ પીકનીકે ઉતરી પડવાની ગમત સારીછે. કલકત્તા શેહરની એક ખુબી તે ત્યાંનાં મોટાં મેદાનો છે. શેહરનાં જબરા વિસ્તાર પ્રમાણેજ એ મેદાનો પણ મોટાં છે. એ મેદાનો ઘણી સરસ હાલતમાં રાખવામાં આવે છે, અને એક સરખી લીલોતરી આંખને તાહદક આપેછે વળી વચમાં જાણીતા આસામીઓના પુતલાંઓ ગોઠવી દેવામાં આવ્યાંછે અને તેવા પુતલાંઓ કલકત્તા શેહેરમાં ઘણા છે. એ મેદાનોને ફરતાં નકસીવાલા કતેરાઓથી ઘેરી લેવામાં આવ્યાછે અને દરેક પુતલાંને માટે સોભઇતા 'પ્લેતફોર્મ' બનાવેલા છે. એવાં મેદાનમાં સર દેવીડ ઓકતરલોનીની યાદગારીનો પ્રજા નાણામાથી બંધાએલો સ્થંભ "ધી મોન્યુમંટ"નાં નામથી ઉભોછે, અને તે ૧૫૮ ફીત ઉચોછે, તથા તેની અગાસીપર જવા પેહેલાં ૧૮૬ પગથીઆં જવા પછી એક બે ફીત પોહળી ફરતી ગેલરી પર જવાયછે જ્યાં આશાયસ માટે એક બાંક મુકવામાં આવ્યો છે. તે પછી બીજા ૨૨ પગહીઆંમાં ટોંચે જવાય છે. ત્યાંથી શેહેરનો સઘલો ખ્યાલ આપણને મળેછે અને તેમાં લીલોતરી વચ્ચે જગે જગ પાણીના તાંકાઓ નજરે પડે છે. ઈડન તથા ઝુલોજીકલ ગાર્ડન્સમાં પણ એવા તાંકાંઓછે કે જ્યાં બોતમાં સેહલ કરવાની ગોઠવણ કીધેલી છે. મોન્યુમૅન્ટના પગઠીઆ ઘણા સાંકડાં છે, બે જણાઓ તો મુશકેલે ચઢી શકે છે. ત્યાંનાં એવાં મેદાનોપર સરત અને નવાં વર્ષને દિવસે મેં ઘણી ભારે ગીરદી જમા થએલી જોઈ. જાણે શેહેરનાં તમામ લોક મેદાનમાં આવી વસ્યાં હોય એવું લાગતું. નવા વર્ષની પરેડને દહાડે ગીરદી મુખ્ય હતી. ત્યાંનાં લોકો પૈસો ખરચવે બહાદુર છે. એ દિવસે ભાડેની ગાડી જે તમુને બીજે દિવસે બાર આણે મળે તે એ દિવસે ત્રણ રૂપ્યા આપવે પણ મળે નહીં. એક શીગરામમાં ૭ થી આથ આસામીઓ બેઠેલાં અને તેની હારની હાર લંબાએલી. પરેડ સાત વાગે શરૂ થવાને બદલે આંથ વાગા પણ લોકોનો દરીઆવ તો ૭ વાગામાં ચીકાર ભરાએલો. ત્યાંનાં લેફતનન્ટ ગવરનર વાઇસરૉએના ભપકા આગલ નહી જેવાછે. તેઓની પાર્ટી બે ઘોડાની જુની જેવી એક 'મેલ ફ્ઇતન'માં આવી લોકોની ગીરદીની પાડોશમાંજ ઉભી રહી. પોશાકે અને રીતભાતે પણ તેઓ સાદાજ છે. એ પરેડમાં ૩૫૦૦, ની સંખ્યાનું જુદું જુદું લશકર એકઠું થયું હતું, અને તેમાં બાઇસીકલપર સવાર થએલા આસરે ૩૦ અંગ્રેજ સીપાહો તથા "વૉલનટીઅર કોર"માં પારસીઓની હાજરી ખાસ ધ્યાન ખેંચનારી હતી. રાણીજીની સલામતીનું રાજગીત અને નવાં વર્ષની પરસપરની મુબારકબાદી પછી પરેડ ખલાસ થઈ અને લીલાં મેદાનપર જંગ મચાવતા શીપાહો, ઘોડાઓ, ગાડીઓ, અને કાળાં માંથાઓનો મોટો દરીઆવ પા કલાકમાં ત્યાંથી કંઈ પણ અકસ્માત યા ફેસાદ વિનાં ચાલ્યો ગયો.

ત્યાંનાં એક લક્ષાપતી બંગાલીનું મકાન ઘણું વખણાએ છે, અને તે રાજા રંજદર મલીકની માલેકીનું "માર્બલ હોલ" યા "ચોર બગીચાને" નામે જણાયલું છે. એ મકાનની બરોબરીનું કોઈ પણ મકાન કલકત્તામાંજ નહિં પણ તમામ દેશમાં બીજે કોઈ ઠેકાંણે હોય એમ હું માનતો નથી. ખુદ મકાનમાં એટલું બધું કંઇ નથી પણ તે માહેલા કિમતી ખજાનાની વાત છે.

બગીચામાં દાખલ થતાં તમોને એમ લાગેશે કે જાણે માર્બલની ખાણમાં યા વર્કશોપમાં તમો આવ્યાછો, કેમજે માર્બલના ફુંવારાઓ, પુતલાંઓ, અને લાદીઓનાં મોટા જથ્થા ઉપરાંત જગે જગ ભાગા તુટા તરેહવાર આકારનાં પથ્થરો વેરાએલા નજરે પડશે. સેંકડોથી ન્હાનાં મોટાં માર્બલના, કાંશાનાં મતોડીનાં લાંકડાંનાં પુતલાં તથા ચિત્રામણની જુદી જુદી તસ્વિરોનો તથા ઝુમરોનો ખ્યાલ લેવો તો તે હઝારોથી ગણાશે. ભીતપર અને જમીનની ભોંયપર સુમારે ૨૫ ફીત લાંબા કે ૧૫ ફીત પોહોળા આખા માર્બલનાં સ્લેબસ ચુનામાં ફરતા જડી લીધેલા, છાપડાની સીલીગપર સોનેરી ચિત્રામણ યા ભરતકામ યુરોપનાં કાબેલ ચિતારાઓ અને બીજાઓને હાથનાં નાદર નમુનાઓ ત્યાં એકઠા મળેલા છે, અને દર વર્ષે નવા નવા આવતા જાએ છે. એ મેહેલમાં એ પ્રમાણે ચાલીસ લાખ રૂપ્યાનો ખજાણો પડેલોછે પણ તે સઘલો ધૂળ ખાતો રહેલો છે, કારણ ત્યાના રખેવાલો અને કારીગરો—કે જેઓની સંખ્યા ૧૦૦ ની ગણાયછે—કહેછે કે તેઓને થીકથાક અન સાફ કરતા એક બાજુથી શુરૂં કરી પુરૂં કરે તેટલાં પેહેલા હાથમાં ધરેલી ચીજો ધૂળમાં રગદોબાઈ જાએછે. અને ખચ્ચીત તેમ થવુંજ જોઇએ. ત્યાં એક બુઢો કારીગર છે જે કહેછે "આજ ચાલીસ વર્ષ થયા હું ત્યાં મારી રોતી પેદા કરૂંછું." એવું નક્કી કહેવામાં આવેછે કે જમાનાની ગીરદશી એના માલેકોપર દોર નહી ચલાવે તો આગલ જતાં એ "માર્બલ હોલ" દુનિયામાં વખણાએલાં "તાજ મહાલ" ની માફક જગ આશકાર થશે. રાજા રજંદર મલીક તો સવર્ગ પામ્યાછે પણ તેમનાં બેટાઓ પોતાનાં પિતાનો એ વીધા હુન્નરની ઉમદા પિછાન કરવાનો એવો શોખ ધરાવેછે. એ કુટુંબીઓ ને માટે કહેવાય છે કે રોજનાં સેંકડો ગરીબ ગુરબાંને કોઈપણ રીતનાં ફરક વગર સહવાર સાંજ ખોરાક આપવામાં આવે છે.



એજ પ્રમાણે વખણાએલું રાય બદરીનું દેહરૂ યા પારસનાથનું દેહરૂં હાઉરાનાં સ્ટેશનથી ૩—૪ માઇલ દૂર આવેલું છે. ત્યાં પણ માર્બલનો ઘણો ઉપ્યોગ કરવામાં આવ્યો છે. એ દેહરાંમાં ઘણી સરસ રીતે આરસીઓ ગોઠવવામાં આવી છે. એક ન્હાના ઓરડામાં તમારા બે હાથ પર આરસીઓ એવી રીતે ગોઠવવામાં આવેલી જોશો કે તમો પોતાને બેઉ બાજુએ દસથી પંદર વખત સરખી હરોલમાં ઉભેલા ગણી શકો છો. દેહરાંમાંહેલી મુર્તિમાં ઘણા કિંમ્તી હીરાઓ જડી લીધા છે. ભીંતપર આરસીનાં ન્હાના કકડાઓને ચોખંડા તથા ત્રીકોણ આકારમાં ફુલ ફૂલનાં વેળા અને ચિત્રામણોમાં જડી લીધેલા છે. મંદીરની લીધેલી મુલાકાત વ્યર્થ જાએ એવું નથી. મંદીરના બગીચામાં સોનેરી માછલાંઓથી ચીકાર ભરાએલો એક મોટો ફુંવારો રોણકદાર છે.

કલકત્તામાં પગ મેલતાંજ આપણું પેહેલું ધ્યાન ખેંચનાર, ચિત રોકી રાખનાર, તથા આંખ્યોને હેરત કરનારૂં સાંધણ તે ત્યાંનો હુગલી નદી પરનો આસરે એક માઈલ લાંબો લાંકડાંનો બાંધેલો મચ્છવાઓપરનો તરતો પુલ છે. એ પુલ ઓગણીસમી સદીની નવાઈઓમાંનો એક છે. રાતની વખતે ત્યાંનો દેખાવ ઘણો સુંદર હોય છે. પુલપર વિજલીક રોશણી કરવામાં આવેછે કે એ પુલ પાછલ પુરા એક કરોડ રૂપ્યાનો ખરચ બેઠો છે, અને તે માનવું સેહલ છે. એ ગંજાવર ખરચ તીજોરીમાં પાછો વાલવા માટે પેહેલા ગાડી દીઠ ૬ આનાં અને માણસ દીઠ બે પૈસા ત્યાર પછી ૩ આના અને ૧ પૈસો એમ કર લાગુ પાડવામાં આવ્યો હતો;

પણ હાલ તે પરથી પસાર થવાને કંઇપણ આપવું પડતું નથી અથવાડયાંમાં બે વાર મંગલ તથા સુક્રવારે એ પુલ સ્તીમરોની આવજા માટે થોડા કલાક ખુલી દેવામાં આવેછે, તથા આતવારે પણ કોઈ વેળા જરૂરને સર ઉઘાડવામાં આવે છે. એક એક સ્તીમરને બીજા આડા દહાડા પસાર થવા માટે ૨૦ ૩૦૦ ની ફી આપવી પડે છે. એ પુલની હેથલથી મંછવામાં પસાર થવું તથા નદીમાં બરાકપુર, સીબપુર તરફ સેહલ કરવી—જેને માટે મછવાઓ ઉપરાંત સાહસીક વેપારીઓની સ્તીમ લોંચો મળી શકેછે—એ કલકત્તા શેહેરમાં આવનાર દરેક જણે શેહેરમાં ફર્યા પછી જે નાસિપાસી ભર્યો વીચાર તેનાં મનમાં ઘર કરેછે તે એવી સફરથી દૂર થઈ જાએ છે. નદીનાં ચલકતાં સ્થીર સાફ પાણી, પુલપરની ગાડી, તથા. રાહદારીની આવજાનો દૂરનો દેખાવ, પુલ પસાર કરવા માટે નજદિક આવી લાંગરેલી સ્તીમરો કિનારે ચોતરફ લીલોતરી, ગામડાં યા છુટાં છવાયાં ઘર, યા કોઇ મીલની ચીમણીમાંથી નિકળતો ધુમારો, કંઇ અસલી બાંધણીના સંખ્યાબંધ દેહરાં, આઉડના પદભ્રશત નવાબની નજરકેદની જગા, બેરકપુર તરફ વાઈસરાએ સાહેબનું ઘર, સનવાર આતવારે શેકારે ઉતરી પડવાનું મકાન, વગેરેનો દેખાવ ઘણો મનોરંજક છે. ઉપલાંનાં ટેકામાં એક અંગ્રેજ લખનાર કહેછે :—"જલ માર્ગે કલકત્તા શેહેરમાં આવનાર મુશાફર બારાંનો તથા શેહેરનો રળીઆમણો દેખાવ જોતા વારજ તદન બેહોશ બની જાએછે, પણ શેહેરમાં ફરવા પછી તેની નાસિપાસી શુરૂ થાએછે. તે સઘલે ઠેકાણે બેઠાં સપાત છાપરાંનાં ફકટ ઇંટનાં બાંધેલાં ઘરો જોએછે. દેશી મોહોલ્લાઓમાં ફરતાં તે મુંબઈ શેહેરને યાદ કરેછે કે ત્યાં જે પંચભેલ પ્રજાનો મનેહરન કરનારો દેખાવ, તેમનો ઉપ્યોગી, ચંચલ, દોડધામભર્યો રાહઘાત જોએછે, તેવો કલકત્તામાં કદી જોશે નહીં—મુંબઇ શેહેરનાં ગમે એવા નજીસ મોહલ્લામાંથી તે પસાર થશે તોપણ કલકત્તા શેહેરનાં દેશી વસ્તીવાળાં રસ્તા પરનાં ખરાબ બદબોથી તે દૂર રહેશે."

મ્યુનસિપલ કારભાર કેમ ચાલેછે તેનો ખ્યાલ લેવા માટે તેમની એક સભામાં હાજરી આપવાનાં વિચારથી મેં ત્યાં ઘણી પરપુછ કરી પણ મને કોઈપણ કાંઇ ખબર આપી શક્યું નહિં. સભા ક્યા દિવસે મળેછે તેપણ કોઇ ચોક્કસ કહે નહિં એ ઉપરથી હું મ્યુનસિપલ ઑફીસમાં ગયો, અને ઉપલા ગ્રેહસ્થપર મારો કાર્ડ મોકલી મુલાકાત ચાહી, તો તેઓએ મને સારો આવકાર દેઇ પુરતી વીગતો આપી છે. અત્રે જણાવવું જોઇએ કે ત્યાંની મ્યુનસિપાલિતીનો પ્રમુખ તે મ્યુનસિપલ કમિશનર, અને કામ ચલાવુ પ્રમુખ તે તેનાં હાથ હેથલનો સઉથી વડો અમલદાર ગણાએ છે. જો ત્યાંની મ્યુનસિપાલિતી એ બાબદસર ઉપાય નહીં લેશે તો કોઈ રોગ ફાટી નિકળશે ત્યારે તેને સરકારી ઠપકાની અગત્ય પડશે. તેમનાં નાંકમા કદાચ એવી વાસ એટકીનસનનાં સેંટનો પમરાત જેવી લાગતી હશે પણ મુંબઇવાસી મુશાફરને તો તે ઝેર માફક જણાએ છે. મ્યુનસિપાલિતી ઉપરાંત રહીશોનો પણ વાંકછે. તેઓની રીતભાત ઘણી નજીસ છે. નીતિનાં બાબદમાં પણ કલકત્તા નીચું જોએછે.

કલકત્તાનો વ્યાપાર મોટોછે એટલુજ નહિં પણ ત્યાં ફુલ, ફલ, તરકારી અને લીલો તથા સુકો મેવો મોટા જથ્થામા અને સસતામાં મળે છે. ત્યાંની નવી બઝાર "ધરમતોલા મારકેત" માં એક મુલાકાત આપવી જરૂરની છે. તમોને ચાર પૈસામાં સારો સુગંધી મોટો તોરો તૈયાર મળશે. એસકી ફાંકડાઓ માટે એક પૈસામાં બે ત્રણ ગોલાબની ખીલતી કળી અને ફર્ન સાથનું "બતન હોલ" તૈયાર મળશે. એવી સુકાલ સગવડો સાથે પેહેરવે ઓઢવે, ખાવે ખરચવે લોકો શોકીન જીંદગી ગુજારે છે. અને ફેશનનો કંઈ સુમાર નથી. અત્રેની જાણીતી કપડા વેચ-

નારી મેસર્સ સુરની કુંની વાળાઓએ અમોને કહ્યું કે અંગ્રેજ બાનુઓ જો એક કપડું ખરીદશે તો પેહલ્લાં પુછશે કે એમાનું કપડું કોઈ બીજી બાનુંએ લીધું છે? જો તેમ હશે તોજ તેઓ મોંઘી કીમતે ખરીદશે, અને સરસ કરશે. એમાંનું કપડું ચોકશ મુદતવેર કોઈને વેચવું નહિં. એપો ત્યાંનો ફેશનનો દેશ છે. ત્યાં "ઓસલર"ની દુકાણની મુલાકાત લેવાને કોઈએ ચુકવું નહિં એ દુકાણમાં તમામ કાચનું નંગ ભરેલુ છે.! બીલકુલ કાચનો ઘોલીયો, ખુરસી, મેજ વિગેરે ત્યાં જોવામાં આવે છે. ભાવ જોકે આકરાછે પણ રંગબેરંગી કાચની ન્હાની મોટી ચીજ જોવા જોગ છે. મેસર્સ હેમીલતન ઝવેરીની દુકાણ પણ મુંબઈ કરતાં ઘણી મોટી અને સુંદર તેમજ કિંમતી ઝેવાહીરેથી ભરપુર છે. લઈએ નહીં તો જોઈએ ને જાણ્યે તો ખરા એવું ધારીને મુલાકાત લેવી જોઇએ કેમ જે માલ કરતાં દામ ઘણુ. ત્યાંની લેડલો ને વાહીતવેની દુકાણ મુંબઇ કરતાં બરાબર ચાર ઘણી મોટીછે, અને તેમાં ૨૮૦ પગારદાર નર નારીઓની ફોજ છે. સામતું લેતાં કલકત્તાની મુશાફ્રી સારીછે પણ મુંબઇ કરતાં કલકત્તા ચઢીયાતું હોય એવું હું માનતો નથી. મારાં એ મતને કેટલાક અગ્રેજોનો-પણ ટેકો છે. કલકત્તાનું પાણી ઘણું સુસ્ત છે. ત્યાંની સરદ હવા તંદરેસ્તીને નુકસાન કારક છે.

લોક સુખાકારી સારી હોય એવું નથી. ચોરી લુટફાતની ત્યાં ઝાઝી ધાસ્તી નથી. ત્યાંના બાબુઓ નાટકનાં પાત્રને સારી ઝમક આપેછે તેઓનું એક "સ્તાર થીએતર" રોજ ઘણાં લોક ખેંચે છે. થીએતર ઘણી ઉમદા બાંધણીનુંછે અને તેમની ભાષામાં થતો નાટક નહિં શમજયે તોપણ થીએતરમાં બેસવાનું મન થાએ છે. એ ઉપરાંત ત્યાં બીજાં ત્રણ થીએતરોછે અને એક રાત્રે તે સઘલાંમાં જુદા જુદા ખેલો થાએછે "વીલર્ડ ઓપેરા કું૦;" હડસન પાર્તી" "જેપાનીસ સરકસ," "બેલ્યુ પોતરની ટોળી" "સ્કેટીંગ રીંક" વગેરે રોજ રમત ગમતની મજાહ આપે છે. અને કમાઇ પણ સારી કરેછે. ત્યાંની ઑફીસો મુંબઇ માફક એક લત્તા પર નથી-પણ જુદી જુદી જગાએ વેહચાંઈ ગઈ છે. અને તે ઘણું અગવડભર્યુંછે કેમ જે એક ઑફીસમાંથી બીજીમાં જતાં વખત ઘણો જાએ છે. યુરોપીઅનોનાં રેહથાણ સાથેજછે અને તે ક્વીનસ રોડ જેવા સાફ પોહોલા રસ્તાઓથી-છે. જમણા હાથ પર યા દાબા હાથ પર ગાડી હાંકવા કહેવું હોય તો કહેવું કે "દાંએનાં" યા "બાયાં." "ગુમાવ" એટલે ફેરવ "બરરાવ" એટલે હંકાલ. વળી મોહલ્લાઓનાં નામ પણ જાણવા જોઈએ. કેનીગ સ્ત્રીતમાં જવું હોય તો કહેવું કે "મુરગી હત્તા" ઇઝરા સ્ત્રીટ હોય તો "ધુમ તોલ્લી" વિગેરે. વળી ત્યાંની ગાડીઓ સાથે ઘોડાવાલા ઉપરાંત "સઇસ" તો હોવોજ જોઈએ પછી તે ૬ વરસની ઉમરનો હોય તો તેમ. એક "સઇસ"ને મે પુછ્યું "તેરા કામ ક્યા" તો "ઘોરાકુ ઘાસ દેના ઓર દરવાજા ખોલ ના" "દામ ક્યા" તો "ચાર પૈસા" એબી કલકત્તાની ફેશન કહેવાય.

કલકત્તામાં એવી એક ફેશન છે કે મુંબઇથી આવનારાઓએ મિત્રોને ઘર પેહેલાં મુલાકાતે જવું અને તેજ દહાડે યા તો બીજેજ દહાડે મિત્રોએ વળતી મુલાકાત આપવી—ઠીક એ તો બાદશાહી મુલાકાત થઇ. મુંબઇ શેહેર સારાં નસીએ આ મેહેલોનાં શેહેર કરતાં ફેશનની બાબદમાં પછાત પડેછે કેમજે મુંબઇ કરતાં એ શેહેર વધારે માતબર લોકોનું બનેલું છે. ત્યાં ગરીબીનાં સંકટો અને ભુખમરાનો દરામણો દેવ ઘણો જુજ નજર પડેછે. જો કે રસ્તે તમોને ભીક્ષુકોનો કટાંલો મળવાનો પણ કહેવાય છે કે એ ભીક્ષા માંગનારા કેટલાકો પાસે હઝારો રૂપ્યા એકઠા થએલા છે.

ભીક્ષા આપવાનો ત્યાં રવૈયો છે. તેઓ કહેછે કે અલ્લાંહનાં નામથી હમો માંગ્યે છિયે જો મરજી હોય તો આપો, અને લોક તેમને છુટથી ભીખ આપેછે. કેટલાંક નાખોદાઓ અને તાલેવંતો ને બારણેથી રોજ સહવાર સાંજ-નાણું લઇ જવાની રસમ ચાલુછે. એ ભીક્ષુકો ઉપરાંત સાધારણ રીતે લેતાં પણ ત્યાંના ગરીબ લોકો પણ મુંબઇ કરતાં પૈસા-વાલા છે અને તેનું કારણ એમ કે કામદાંમ મજુરી, પગાર, યા શીમાં એકજ રીતે વધતું છે, પણ એ વધતાં દામની કદર ઉળતીજ રીતે બુજાએછે. એટલે કે લોકો એશ આરામ વધારે પસંદ કરેછે અને મોજશોખ યા પેહેરવે ઓઢવે ખરચી નાખવામાં આવેછે. સાંજની વેળા જો તમો "બીલાતી ચકકર—" ત્યાંનાં 'ધી સ્ત્રેન્ડ' નામનો ઈડન બગીચો આગલનો બીલકુલ લાલ મતોડીનો મોટો રસ્તો જે મુંબઇના "કવીન્સ રોડ" કરતાં બેવડો પોહળોછે ત્યાં ફરવા જાવો તો એક નહિ પણ જુદી જુદી પચીસ જાતની, ભપકાદાર, "ફેશનેબલ" ગાડીઓ—કેબીઓલેટ, લેન્ડોલેટ—તેવીજ એસકી લીવરી, તેવાજ કીરમજી સાજમાં સજ થએલાં દેશીઓ અને અંગ્રેજોને ફરવા આવેલા જોશો. ત્યાંની કોઇક ઝનાના ગાડીઓ પછવાડે શેરડીનો સાંતો લઇને કોઈક ઉભેલા સઈસો નજર પડેછે, અને દૂરથી એવી ઝનાના ગાડીઓ ઓળખી શકાએછે. ત્યાંનો રાજ મહાલ મુંબઇ માફક વાલકેશવર યા પરેલની દૂરની એકાંત જગામાં નથી પણ મોટા રસ્તા પર ઇડન ગારડનની નજદિકમાં આવેલો છે અને તેની મોટા વિસ્તારની જગ્યા સાંમાં સામી ચાર દરવાજાઓથી માળમ પડેછે, જે દરવાજા પર જંગનો શાહ પોતાના ભારી પગ હેથલ દારૂ ગોલાનો એક દડો, વીખરાએલી યાલ અને વાલી દીધેલી પુછડી સાથ ન્હાના બીજા બે જાત ભાઈઓની મદદથી રાત અને દિવસ એકજ જગ્યાએ પાસબાની કરે છે. મહાલ બે મજલાનો સાદી બાંધણીનો, કિમતી શણગારનો કુદરતી લાલ ગાલીચાવાલાં બગીચા અને ફુંવારાઓની વચમાં ઉભો છે. મહાલની પડોશમાં અને આજુબાજુએ મોટી મોટી જુદી જુદી દુકાન આવેલી છે. ત્યાંનો ફોર્ટ વિલ્યમનો કિલ્લો કંઇક આગલી તવારીખની યાદ આપેછે. કિલ્લામાં હાલતો એક ન્હાનું જેવું શેહેર વસાવવામાં આવ્યુંછે અને તે લશકરી મથક તરીકે વપરાય છે. એ જોવાં જવાંની રજા કઢાવવી પડેછે. પોસ્ટ ઓફીસની પડોશમાં એક ન્હાનો બંધ ઓરડો "Black hole of Calcutta" ધ્યાન ખેંચે છે, કે જે પેલા નિર્દય ક્રુર ખવીશ શુજા ઉડ-દઉલાનાં ઘાટકી કરતુકની યાદ દેવાડેછે કે જ્યાં એક રાતમાં ૧૨૩ કીમતી નર નારી અને નિર્દોષ બાળકોનાં પ્રાણુની રીબતાં મોતે માર્યા જવાની ખબર તે કંઈ પણ લાગણી વગર ખુની વિચારથી સાંભરેછે. કલકત્તામાંથી હવે રૂખશદ લેતાં ત્યાંના જરથોસ્તી ભાઈઓએ અમોને દીધેલા માયાકુલ આવકાર અને લીધેલી ઝેહેમતનો આભાર માનતાં એટલુંજ ચાહીશ કે ખાનગી વૈરભાવ દાબી દઈ એ ટોળો પોતાનાં નામનો પમરાત સદા કાલ કલકત્તામાં કાયમ કરે અને ટોળામાં સંપીલાઓ રૂઢી પર વધુ ધ્યાન પુગાડી અરસ પરસની મિત્રાચારી—આએ દુનિયાનું સૌથી ઉમદા અને એકલાં સુખ—માં પોતાની કીર્તિ અને આબાદાની સમજે.

"Friendship peculiar boon of Heaven
The noble mind's delight & pride
To Men & angels only given
To all the lower world denied"

કલકત્તો તમને માન આપેછે તો તમો તેનો સારો ઉપ્યોગ કરો.

કલકત્તામાં ૧૩ દિવસનાં પરોણા પછી ૯૪માં જાનેવારી માસનાં પેહેલાં બ્રેસપતવારે હમારી ટોળી બનારસ જવા માટે હાઉરાનાં સ્ટેશન પરથી રાતનાં ૯ કલાકે ઇસ્ત ઇંડયા રેલવે મારફતે ઉપડી. કલકત્તાથી બનારસ જવાનું બીજા વર્ગનું તુર રૂ ૨૩ ને સુમારે છે. કલકત્તાથી "મુગલ સેરાઇ" સ્ટેશનસૂધી ઉપલી રેલવે મારફતે અને ત્યાંથી બનારસ સૂધી આઉડ–રોહીલખંડ રેલવેમાં એમ જવાએ છે. એ મુસાફરી આસરે ૫૦૦ માઇલની છે અને તેને માટે ૧૫ કલાક થાએ છે. કલકતાથી રાતનાં નિકળેલા બીજે દીને પરોઢયામાં ૫ ને સુમારે મુકામેહ સ્ટેશન પર ચાહ લેવાને બને છે, અને ૧૦ ને સુમારે બક્ષારમાં નાસ્તો લઇ આગલ વધેલા કલાક એકમાં મુગલ સેરાઈ આવી પહોંચી ત્યાં ગાડી બદલી, અરધા પોણા કલાકમાં બનારસ જઈએ છિએ. માર્ગમાં " કરમનાસા " નામના એક ઝરા આગલ "બંગાલ પ્રેસીડનસી"ની હદ ખતમ થાએછે, અને "નોરથ વેસ્ત પ્રોવીનસીસ"માં દાખલ થઇએ છિએ. કહેવામાં આવેછે કે આ ઝરામાં હીંદુઓ દૂર વેરથી સ્નાન કરવા આવે છે કેમજે એથી તેઓ પોતાનાં પાપો ધોઈ નાંખેલાં સમજે છે. મુકામેહથી બક્ષાર વેરનાં રસ્તામાં જગે જગ આપણુને આગલી તવારીખનું સાંધણુ મળે છે. તેમા બક્ષારની લડાઇની યાદ તાજી થાએ છે કે જ્યારે ૧૭૬૪માં અંગ્રેજોની એક ન્હાની ટુકડીએ દુશમણોનાં મોટાં લશકર પર ફતે મેળવી હતી.

એક ભાગો તુંટો કિલ્લો આજે પણ એ જગ્યાની છધાણી દાખલ નજર પડે છે. એ તરફ ઝાઝી ખેતી થતી હોય એવું દિસ્તું નથી. રેલવેની સગવડ સારી છે અને "આઉડ રોહીલખંડ " રેલવેનાં ઉતારૂઓ ઈસ્ત ઇંડયાં રેલવાનાં જેટલાંજ સુખ સગવડથી મુશાફરી કરી શકે છે. એ તરફ ગરમીનાં દિવસોમાં ભારે તાપ પડેછે અને તેનાં ઉપાય તરીકે ગાડીને મથાલે પાણીની તાંકી રાખવામાં આવેછે તથા ખશખશનાં ચકની ગોઠવણ કીધેલી છે,

મુંબઈથી હમો નિકલ્યા ત્યારે પારસી મુશાફરોનો હમારો વેશ હતો પણ હવે જાલમ જમાનાને શરણ થવું પડયું, અને પારસીઓમાંથી સાહેબ લોકના વિચિત્ર પોશાકને નમન કરવું પડયું એનો સબબ એ છે કે હવે હમોને જે જે જગ્યાએ જવું હતું ત્યા એવા જુદા જુદા પોશાકને વજન આપવામાં આવેછે–તમારે માંથે તોપશુ હોય તો ગોરા સાહેબ નહી તો કાળા દેશીઓ ! ઠીક, એબી જમાનાની તાસીર ! મારાં માનીતા પારસી પોશાકને હવે બાજુએ મુકી દઇ વૅસ્ટ, ને, શર્ટ, તાઈ, ને કૉલર, મંન્કી કૅપ, ને હૅલમેતની દોસ્તી મને કરવી પડી, કેમકે કેટલીક જગ્યાએ દેશીઓને —દેશી પોશાકને—દાખલ થવાની મુદલ મનાઈ છે.

### બનારસ.

બનારસ ઉતારવા માટે બે સ્ટેશનો છે, જેમાં મુશાફરોને માટે "બનારસ કેન્ટોનમંન્ટ" સ્ટેશન સગવડ ભરેલું છે જ્યારે બીજું " બનારસ રીવર " સ્ટેશન શેહેરમાં દાખલ થનારાઓને નજદિકનું છે.

બનારસમાં દાખલ થવા પેહેલાં ઘણે દૂરથી બે મિનારાઓ તમારી નજર દોરવેછે. એ મીનારાઓ પાદશાહ અંઉરંગઝીબની ખાસ મસજીદના છે, અને જે ઘણા પતલા હોવાથી વધારે ધ્યાન ખેંચેછે તે આખાં શેહેરમાં સવેથી ઉંચા છે, જેને મથાલે જવા દેવામાં આવતું નથી. કેમજે ૧૪૭ ફીત ઉંચા હોવા છતાં જમીનથી ૮ ફીતનોજ ઘેરાવો હોવાને લીધે મથાલેથી ૧૨ ઇંચ જેટલા વાકા વળેલા છે. આગલ વધતાં " ગેનજીસ " નદીપર આવેલો ચાલુ સદીની મહાભારત ઇજનેરી ફતેની નિશાન બતાવતો એક ભારે પુલ આપને ઓળંગ્યે છિએ, જે પુલ બંન્ને બાજુએ ઉંડાં પાણીનાં બોહલા વિસ્તારમાં આ-

વેલો હોવાથી નદીને એ ભાગમાં જુદી પાડતો હોય એવો ખ્યાલ આવેછે.

બનારસ શેહેરને અંગ્રેજ મુશાફરો પવિત્ર રોમની સાથ સરખાવેછે. જેમ રોમ શેહેર ખ્રીશતી પુંજારીઓનું મુખ્ય મહક છે તેમ બનારસ હીદુઓનું છે. જ્યારે રોમની જાહોજલાલી દસ સદીની છે ત્યારે બનારસ ત્રીસ સદી થયાં પંકાએલું છે. રોમ પવિત્ર મથક તરીકે જો એક લાખ માણસો પર પાદશાહી ચલાવતું હોય તો બનારસ પાંચ લાખ ધર્મીકોનો શાહ છે. હીંદુઓ પોતાને તદન પવિત્ર ગણુવાનો દાવો કરશે જો તેઓ કાશીની જાત્રાએ જઇ આવ્યા તો. બનારસનાં એક આગલા રાજા "કાશી" નાં નામથી એ શેહેર જણાએલું છે કે જે રાજા ઇસવી. પૂર્વે ૧૨૦૦ વરસ પર રાજ ચલાવી ગયો. હીંદુઓ જે સાધારણ રીતે માનેછે કે મરણ પછી તેઓ બીજાજ આકારમાં આ દુનિયામાં આવ્યાજ જવાના તે એ રાજાના વખતથીજ છે. ઈ. સ. પૂર્વે ૪૦૦ વરસ અગાઉ કોઇ "સકીયા મઉની"નાં ધારણ કીધેલાં નામનાં જવાને "બુદીસ્ત" ધર્મનો ત્યાં પાયો નાંખ્યો, અને બાપુકાર જણાવ્યું કે દુનિયા ત્યાગી છે. ખુદાની નજરમાં સાધુ યા ફકીર, તાલેવંન યા ગુલામ સઘલા બરોબર છે; આપણો આત્માં પાક અને અમર છે વગેરે. આ જવાનને પેગમ્બરના એલકાબથી લોક પિછાનવા લાગ્યુ અને ચીન, મંગોલીયા,સીલોન તીબેટ અને તમામ હિંદુસ્તાનમાંથી બનારસમાં તેનાં પુજારીઓં એકઠા મળવા લાગ્યા, પણ ત્યાર પછી ૯ મી સદીની શુરૂઆતથી "બુદીસ્ત ધર્મની પડતી અને બ્રાહમીન ધર્મની ફરી ચઢતી થઇ. "બુદીસ્ત" ધર્મની એકલી નિંશાની દાખલ એક દેહરૂં "નીપાલીઝ પાગોડા" જલવાઈ રહ્યું છે, તથા "રાજઘાટ"ના અસલી કિલ્લાનાં દીવાલ પરના કોતર કામમાં પણ એ ધર્મની હસ્તીની નિશાણ છે. પોતાની તમામ મોટાઇ અને જાહોજલાલી છતાં આગલા વંખતની યાદગાર ઇધાનીઓ બનારસ ધરાવતું નથી કેમજે એ શેહેરે ધર્મ સંબંધી લડાઇઓ કંઈ પુશકલ ઉભી કીધી છે અને ફતેમંદ ધર્મવાલાઓ પોતાનાં હરીફનાં તમામ' કાર્યોનો સમુલગો નાશ કરતા આવ્યા છે. બનારસ શેહેરનો ખ્યાલ લેવો હોય તો તે ગંગા નદી પરથી મછવાઓમાંથી છે. જેઓ દરિયાને માર્ગે ઈતલી દેશનાં પ્રખ્યાત શેહેર નેપલ્સમાં દાખલ થયા છે તેઓ ગંગા નદી પરથી હિંદના બનારસમાં દાખલ થતાં એઉની સરખામણી કરે છે. બનારસમાં જોવા જેવું કંઈજ નથી પણ ગંગા નદીમાં પરોઢયામાં સૂર્ય ઉગવા પેહેલાં એક સેહલ તમારી તમામ મેહેનતનો બદલો વાળશે કે જ્યારે કંઇક બેડોળ મછવામાં ભાંગી તુટી નેતરની ખુરસીપર એક મીસકીન મુશાફર લેખે બારીક નજર ફેરવતા તમો ખુશનુમાં ઠંડા પવણની ઝીણી લેહકી વચ્ચે નીરાંત બેઠેલાછો. પવિત્ર નદીનાં સ્થીર, શાંન્ત, રૂપેરી પાણી તમારી ચારો બાજુએ ફરી વળેલાં છે. તમારી પીઠ પાછલ એક મોટો પુલ પાણીમાં પડછાયો ફેંકતો ઉભેલો છે— જે એમ કેહતો હોય કે "માનવ જે ખુદાએ નહિં ધારેલુ તે તેં કરી બતાવ્યું છે અને મારી ઉપર વિપત્તિ લાવી મેળી છે, તેણે જમીનનાં બે કકડાને પાણીથી જુદા પાડેલા તે તેં મને વચમાં નાખીને જોડી નાખ્યા છે, રાત દીન સર્દ પાણીમાં મારો કાળ પુરો કરવા ઉપરાંત દરરોજ કરોડો મણનો બોજો મારા આંગ પરથી ગબડાવવામાં આવેછે અને તે સઘલુ' તારેજ લીધેછે"—તમારી નજર સનમુખ નદીમાં અંગોલ કરતાં આદમીઓનાં કાળાં માથાંની હારમાળા લાગી છે, તમારા બેઉ હાથપર મેહેલો, ઘરો, દેહરાંઓ, મુર્તિઓ અને ખુદાને યાદ કરતાં જીવડાઓની મોટી સંખ્યા છે. સઘલું શાંન્તછે જ્યારે પૂર્વ તરફથી પ્રકાશતી લાલ શોનેરી રોશની તમામ આલમની નજર ખેંચેછે. સ્નાન

કરતા ધાર્મીકો વસ્ત્ર પેહેરેછે, બ્રાહ્મણો દાન મેળવેછે, નદી માતાને ફુલ ફલ અર્પણ થાએછે, સઘલે હોહોકાર મચી રહેછે કઈક ગમગીન ચેહેરા, કઈક દુ:ખી દીલ, કઇક ખુશાલ નજરો, તાલેવંન યા ગરીબ, જાત યા પ્રજાત, પાકીઓ યા પાપીઓ ત્યાં જમાવ થએલાં છે. સર્વે તે ઉગતા દિવશનાં સરદારને નમન કરેછે. આવાં ગંભીર દેખાવ વચ્ચે મુશાફર પોતાને જુદદીન તરીકે વિસરી જાએ છે અને જે અંત:કરણનો સાચ્ચો દંખ પેલા ધાર્મીકોને સૂર્યે નમન કરતાં સિકવેછે તેજ દંખ તેને કીરતારની યાદમાં નાખેછે.

"Thou art, Oh God the life and light
Of all this wondrous world we see
Its glow by day, its smile by night
Are but reflections caught from Thee
Where'er we turn Thy glories shine
And all things fair and bright are Thine"

એ સઘલાંની વચમાં એક નવોજ દેખાવ નજર પડેછે. અને તે તમામ ખલકનાં નાશનું નામ—મોત—છે ! !

Death borders upon our birth & our cradle stands in the grave.

ચાર પાંચ લાકડાના કકડાપર સફેદ કપડામાં વિંટાલી મુકેલું એક શરીર બળતાં ધુપણ સાથ ત્યાં લાવી, નદીનાં પાણીમાં બોળી કાઢવામાં આવેછે. જેને ફકત ૨૪ કલાક પર સૂર્યનું નમન કીધેલું તેનેજ હવે સૂર્યના તેજસ્વી કીરણો હેઠલી જમીનપર પટકવામાં આવેછે. જેને આગલા દિવસની દોડધામમમાં હીસ્સો આપેલો તે આજે ઉગતા દિવસ સાથ નાશ પામ્યોછે. એક માનવી, એક ભરથાર, એક પિતા, એક ભાઇ, એક મિત્ર આ જગતને છેલ્લી સલામ કરી ગયો છે. સગાં સ્નેહીને દુ:ખમાં, બાળબચ્ચાને ભુખમા તવલતાં મેલી, દુનિયાની માયા નજીતેને તો પોતાનો અમર રસ્તો લીધો છે. મિત્રો દુ:ખી દિલે પોતાનાં એવાજ દિવસની યાદ કરતા, માતી સાથ માતી મેળવવામાં મશગુલ થાએ છે અને તે મરનારની છેલ્લી આરામગાહ ગંગા નદીને કીનારે લાકડાંની ચેહમાં તૈયાર કરેછે—એક કલાક વધુ અને ખ્યાલી યાદ અને રાખમાં તે આદમની જીંદગીનો છેડો આવી રહેછે અરે જાલમ જમ ! ! !

Leaves have their time to fall.
And flowers to whither at the North-wind's breath,
And stars to set, but all,
Thou hast all seasons for thine own,
O Death!

બનારસનાં તમામ દેહરાંઓ નદી કાથે બાંધેલાછે, કે જ્યાં જવા લાંબાં સીધા પથ્થરનાં હારેબંધ પગઠીયાંઓ અતિ સફાઇથી બાંધી લીધેલા છે એ પગઠીયાંઓ પછી બ્રાહ્મણોએ પોતાની એઠક તરાપા પર ગંજાવર છત્રીઓ હેથલ બેસી રાત દીન તેઓ ભણતર કરેછે. કોઈનો દેખાવ આપણી પર જરૂર અસર કરેછે. નર નારીઓ નદીમા અંગોલ કરવા પેહેલાં, એઓને ભિક્ષા આપવાની ફરજ સમજે છે. નદી કાંથે રંગ બેરંગી તાજા ફુલોનો મોટો જથ્થો તરતો જણાએછે. હીદુઓ એ નદીને એટલી તો પવિત્ર ગણે છે કે હજારો મૈલ દૂર મરવા સુતેલા આદમીઓ ત્યાં આવી મરેછે કે જેથી એ નદીનાં પાણીમાં તેમનાં શરીરને બોળી કાઢી ત્યાજ બાળવામાં આવે. એ બાળવાની જગ્યાનું નામ "મુનીકરનીકા" છે અને કિનારા પર તે સર્વેથી પાક જગ્યા લેખાએછે સહવારનાં પહોરમાં બરફ જેટલાં થંડાં પાણીમાં ન્હાનાં મોટાં, સ્ત્રી પૂરૂષ સર્વે અંગોલ કરેછે. ત્યાંથી તેઓ શીવાના મંદીરમાં જાએછે અને ત્યાં પુજા કરી કામકાજે વળગે છે. શીવાનું મંદીર સઘલાં દેહરાંમાં વધારે પવિત્ર છે એ મંદીરની બાજુમાં એક ન્હાનો કુવો છે જેને "જ્ઞાન બાઉરી" કહેવામાં આવેછે. એ કુવાનુ પાણી બીલકુલ સ્વચ્છ રહેતુ નથી, અને તે છતાં બ્રાહ્મનોને દાન આપી તેમના ચળકતાલોટામાંથી પાણી પીવાની ધર્મીઓ

ફરજ ગણે છે. મુશાફરો પાસે પણ તેઓ પૈસા મેળવવાની હઠ લીએછે અને "શાબ દેના ચાહીએ શાબ જરૂર દેના ચાહીએ" કરી પુઠે વળગેછે. પડોશમાંજ એક બીજો કુવો છે જેનાં પાણીથી મુર્તિઓ ધોવામાં આવેછે અને તેનું પાણી પીવાથી દુઃખ દર્દ દફે થતું લેખાએછે. એ શીવાનાં મંદીર પર પંજાબના રાજા રંજીત શીહે રૂ. પાચ લાખને ખરચે નકડ શોનાની કણુસ ચઢાવી છે અને એવાં શોનાની કનસવાલાં બે ત્રણ ન્હાનાં બીજાં મંદીરોછે જે સૂર્યનાં પ્રકાશ સાથ બહુ દીપે છે, એ મંદીરની બાજુમાં એક બીજુ દેહરૂ અસલ હતું જેને અંઉરગઝીબનાં વખતમાં મસજીદમાં ફેરવી નાખવામાં આવ્યું હતું, અને તે મસજીદ લેખે પડોશમાંજ છે. મંદીરોની મુલાકાત પછી ગામમાં ફરવા જોગજગ્યા છે કે જ્યાં ત્રણથી ચારજ ફુટ પોહળા મોહલાઓ તમો જોશો. એ મોહલાઓ પથ્થરની લાદીઓથી બાંધી લીધેલા છે. અને તેની સફાઈ તમારા મન પર અસર કરેછે. બનારસ પીતલ કામ તથા ભરતકામ—કીનખાબ—ને માટે વખણાએલું છે. ત્યાંની "કવીન્સ કોલેજ"નાં સુંદર બાગમાં બનારસથી આંઠ માઇલ દૂર આવેલાં સારનાથનાં ગામમાંથી બુદ્ધીસ્ત ધર્મની ઈમારતનાં કંઈક પચીસસો વર્ષનાં જુનાં પથ્થરો લાવી રાખવામાં આવ્યા છે. બનારસની વસતિ બે લાખ ઉપરની છે. રૂતું અને સુખાકારી સામન્ય રીતે મનભાવતી છે. મ્યુનિસિપલ ખાતું હસ્તીમાં છે. તેમજ સ્વચ્છ પીવાનાં પાણીનું બાંધ કામ ઘણા વર્ષનું જુનું છે. જયપોરનાં એક આગલા રાજા જયસીંગે ખગોલ વિધ્યાની શોધ ખોલ માટે એક "વેધશાળા" ( Observatory ) સ્થાપી હતી. એને "માન મંડર" કહેવામાં આવેછે અને તે ભાંગી તુટી હાલતમાં રહેલી છે પણ જોનારને એ વિધ્યાનો ખ્યાલ આપવા જોગ થોડુક બાકી રહી ગયું છે. મહારાજા સીંઢયા, અહાલ્યા બાઈ અને નાગપોરનાં રાજા રાણીનાં મેહેલો નદી કિનારે આવેલા છે. વીજનગ્રામનાં મહારાજાએ એક "તાઉન હોલ" બંધાવી આપ્યો છે, જેમાં કચેરીઓ ભરાએ છે. બનારસ એક નામનો રાજા ધરાવેછે જેને જોવાની હમારી સરજત હતી નહિં. રાજપાત વગર અંગ્રેજી સારા મોટા મુસારા પર અમીરી હમામથી ગુજરાણ ચલાવતો એ રાજા છે, અને તે આગલા "કાશી" રાજાની વંશમાંનો છે. ત્યાં અમે હમારી મુશાફરી દરમ્યાન સઘલે અંગ્રેજ મુશાફરો સમજીને હમારી પાસ જોઈતી ચીજોનું ભારે દામ માંગવામાં આવતું હતું. મુસાફરોએ ભોમીયાઓની મદદ લેવી જરૂરની છે જો તેઓ તદન અણ્યાજાય હોય તો; નહિં તો તેઓને સાથે રાખવા નહિં કેમ જે તમો ખરીદી કરો તો તેમાં, ગાડીભાડાંમાં, હોટેલમાં અને દરેક ચીજમાં તેમની દલાલી પેહેલાં હોવી જોઇએ. તમો કાંઇ દામ પુછો તો દુકાનદાર તમોને જવાબ આપવા પેહેલાં સાથે આવેલા ભોમીયા સાથ વાત કરશે અને તેને પુછશે કે તે કેટલી દલાલી લેશે જે નંકકી કર્યા પછીજ તમુને ભાવ કહેશે. અંગ્રેજ મુસાફરોને દામમાં થગવાનો રવૈયો છે, તે હમોએ એક પીતલકામવાલાની દુકાણ પર જોયું કે જે ચીજનું હમોએ દામ આપ્યું તેથી ત્રણ ઘણું વધારે એક અંગ્રેજે આપ્યું. અંગ્રેજી પોશાકને લીધે હમો પાસ પણ એવુંજ દામ માંગવામાં આવ્યું. પણ ભોમીઆએ તે દુકાણદારને જણાવ્યું કે "એઓ વિલાયતથી આવેલાનથી." અરે કાળા આદમી તેં હમારા અંગ્રેજી પોશાકને કેવો કાતેલ ફટકો લગાવ્યો, તારૂં તે ખોદા શું ભલું કરશે! ત્યાં એક દહાડો ભાડેની ગાડીનાં રૂ. ૮) નદીમાં સહવારનાં એક કલાક ફરી આવવાના રૂ.૨) ભોમીયાનાં એક દીનનાં રૂ. ૨) વિગેરે આપવા પડેછે, અને તે ઉપરાંત દરેક ચીજમાં બક્ષીશ! મુશાફરોએ હોટેલમાંથી કંઇ પણ ચીજ બને તેમ ખરીદવી નહિ કેમજે તેજ ચીજ બજારમાં અર્ધે ભાવે મળે. એમાં હોટેલવાલાનું કમીશન હોએ છે.

બનારસમાં ચોવીસ કલાક થોભી બીજે દીને બપોરે બાર કલાકે આઉડ રોહીલ ખંડ રેલવે મારફતે લકનોની મુશાફરી શરૂ કરી કે જે ૨૦૭ માઇલની મંજલ સુમારે નવ કલાકમાં કપાએ છે. રેલવે તુર રૂ. ૬૧). સાંહજનાં ૬ ને સુમારે ફઈઝાબાદમાં રાતનું ખાણું લેવું પડે. એ રલવેનાં સ્ટેશનોપર ખાણાને માટે અગાઉથી જણાવવું જોઇએ, નહિં તો પછવા ડેથી એવડો ભાવ આપવો પડે. રાતનાં ૯ કલાકે લકનોનાં ગંજાવર સ્ટેશનપર પગ મેલ્યે છિએ.

## લકનો

હિંદુસ્થાનમાં મુંબઇ, મદરાસ અને કલકત્તા પછી ચોથું. મોટું શેહેર છે. તેનું અસલ (૪૦ સદીનું) નામ "લકચનવતી" હતું. એની મોહટાઇનો પાયો મુસલમીન હકુમતને લીધે છે. તે આઉડનાં રાજપાતનું રાજધાણી શેહેર હતું. તે હિંદુસ્થાનમાં અંગ્રેજી તવારીખમાંનું પેહેલું શેહેર છે. લકનો અને કાનપોરનું નામ સાંભળતા અંગ્રેજ લોહી ૧૮૫૭ નાં બળવાની યાદથી ઉકલે છે કે જે વખતે નવાબ વઝીર અલીશાહને ઉઠાડી આઉડને અંગ્રેજી હકુમત હેઠલ લીધું. શેહેરમાં ફરતાં તે ધાતકી જમાનાની ખુનરેજી નજર પડે છે અને તેની યાદગાર ઈધાંની "**રેસીડંસી**" આપે છે, કે જે લકનોની મુસલમીન દરબારના **અંગ્રેજ** એલચીઓને રહેવાનું ત્રણ માળનું, ઇતની મજબુત બાંધણીનું એક મકાણ હતું. બળવાનાં વખતમાં શેહેરમાં વસ્તા સઘલા અંગ્રેજો આશરા અને સલામતી માટે ત્યાં ધસ્યા પણ થોડાજ વખતમાં બળવાખોરોના એક મોટાં ટોળાંએ—કહેવામાં આવે છે કે ૫૦,૦૦૦ બંડખોરોએ મકાણ ઘેરી લીધું. સર હેનરી લૉરન્સની સરદારી હેથલ એ કમભાગ્યનાં અંગ્રેજો બળવાખોરોને હટાવવા લાગ્યા, અને ૪૦ દીવસ પછી જ્યારે ઘેરો ઉચકી લેવામાં આવ્યો ત્યારે લૉરન્સ પોતે અને એકસો નર, નારી, અને બચ્ચાંઓ માર્યા ગયા હતાં. રેસીડંસીના



વાડમાં એ મરનારોની લાસને ડાટવામાં આવી છે. તેઓની કબરપરનાં લેખ, ફુલ, ફલ, લીલોતરી અને પાણીનાં ઝરા વચ્ચે પોતાનાં ઉચ્યાં મિનારાપર ઉડતા વાવટા સાથ ચોતરપ દારૂગોલા નાં ધગ વચ્ચે તદન બીસ્માર હાલતમાં ઉભેલું એ મકાણ એક ડરામણો અને દયામણો ખ્યાલ નજર સનમુખ લાવે છે. બળવો નરમ પડવા પછી ત્યાં દુશમણો આશરો નહિં મેળવે એવી ધારણાથી અંગ્રેજોએ આગથી એ મકાન તારાજ કીધું. ભોમીયાઓ, હાથોહાથની કાપાકાપી તેમજ દારૂગોલો કયાંથી ને કોણથી આવ્યો તે ચોક્કશ જણાવવાની બાહોશી લીએ છે પણ તેઓ તેમાં સરેહ ઘણી કરે છે જેવું કે એક બુઢો "ગાઇડ" સોગદ પર કેહશે કે "લારન્સ સાબનો તે માનીતો બુતલર હતો ને જે દહાડે સાબ માર્યા ગયા તે દહાડે શાબની "છોટા હાજરી" લઈ તે દાદર પર ચઢતો હતો પણ દારૂગોલો મારી બાજુથી પસાર થઈ શાબનાં ઓરડામાં જઈ શાબને બેજાન કીધો" વિગેરે એવાઓને ગુંચવણમાં નાખતાં વખત લાગતો નથી.

લકનોમાં જોવાલાયક જગ્યા ઝાઝી છે, તેમાં કએસર બાગ, "લા મારતીનીએર કોલેજ," મછીભવણ, હોસેનાબાદ, શાહનઝેફ "પીકચર ગેલરી" "મીયુઝીઅમ" વગેરે ખાશ છે.

**કએસર બાગ** આઉડના પેહેલા નવાબ સાદત અલીખાન (૧૭૩૨–૧૭૩૯) નો મેહેલ છે; તે પાછલ રૈયતનાં રૂ ૮૦ લાખ ખરચાએલા છે. તે હાલ કંઇ પણ વપરાસ વગર પડેલો છે અને કોઈ વેળા દરબાર ભરવાનાં કામમાં આવેછે. એ મેહેલ ન્હાના ન્હાના મેહેલોનો બનેલો છે અને તેની બાંધણી અને કારીગીરી ઉમદા છે, તે એક ખુલ્લાં ચોગાંણમાં આવેલો છે. એ અસલી વખતનાં લોકમાં એક અજબ ચેટક હતુ, અને તે એ કે દરેક ચીજનો સવાલ જવાબ હોવો જોઇએ, જો એક ચીજ એક જગ્યાએ હોય તો પેલી

ચીજ તેને આબેહુબ મળતી પેલી જગ્યાએ હોવીજ જોઇએ. એ એક જાતનુ દેવાણાપણું એટલી હદ સુધી આગલ હતું કે તમો એકજ બાંધણીનાં બે મેહેલ યા બે મિનારા બાંધેલા જોશો કએસર ભાગની પૂર્વ તથા પશ્ચિમે ગંજાવર આરકા અને જાદી દીવાલનાં બે "લખી દરવાજા" આવેલા છે એ દરવાજા કિલ્લાનાં દરવાજા છે અને તેમાંનો એક સવાલ તો બીજો જવાબ એમ છે. એ દરેક દરવાજા પાછલ એક લાખ રૂ. ખરચાએલા હોવાથી તેને "લખી" દરવાજા કહેછે.

"**લા માર્તીનીએર કોલેજ**" તેનાં પિતાને નામથી છે. "કલોડ મારતીન" નામનો એક ફ્રેંચમેન, ફ્રેંચ રાજની ધજા હિંદુસ્થાનમાં પોંડીચેરી પર ચાલતી હતી ત્યારે લશકરમાં એક સાધારણ સીપાહ લેખે હિંદમાં આવેલો. વખતનાં વેહવા સાથ તે લશકરમાં માનીતો થયો અને ત્યાર પછી મુશલમીન શાહનશાંહની મેહેરબાની મેળવવાને નસીબવંન થયો. એ ફ્રેન્ચમેનનાં નક્શાને આધારે બીજા ઉપર જણાવેલાં મકાનો બાંધવામાં આવ્યાં છે જે સર્વેમાં, હિંદુ, મુસલમીન, ફ્રેન્ચ, અને અગ્રેજી કારીગીરીઓ ભેળાયલી છે. એ કોલેજ ૨૨ વર્ષે બધાઈ તૈયાર થઈ. તે એક છ મજલાની ધર્મની નિશાળ છે. એ હજારો બાળકને મુફત કેળવણી તથા રહેવાનું મકાન પુરૂ પાડેછે. એનાં ભોએરામાં તેના સ્થાપકની કબર છે કે જેને બળવાખોરોએ અપવિત્ર કીધી હતી. એની ઉંચાઈ ૧૨૩ ફીત છે તથા મથાલે લોખંડનાં બે આરકા ગુંબજનાં આકારના ગોઠવેલાં છે. જે પરથી વાવટો ઉડારવામાં આવેછે. ઘણે દુરથી એ ગુંબજનો આકાર નજર પડેછે. કોલેજનાં બગીચામાં સવચ્છ પાણીનું તાંકું છે તેમા એ કોલેજની બારીક નકશી અને કોતર કામનો પડછાયો ઘણો સુંદર લાગેછે. ગુમતી નદી કે જે 'કએસરબાગ'ની ઉત્તરેથી શરૂ થાએછે તેમાં જ્યારે રેલ આવેછે ત્યારે એ કોલેજ પણ પાણીમાં ડુબતી થાએછે.

"રેસીડંસી" મુકી આગલ જતાં 'રૂમી દરવાજા'માંથી પસાર થઇ **મછીભવણ**માં જઇએ છિએ. એને નવાબ એસાફ઼ ઉડ-દવલાના "**ઈમામબારા**" ને નામથી ઓળખવામાં આવે છે. એના દરવાજા પર તથા બીજી નકશી કામમાં માછલીના આકાર જોવામાં આવેછે. એ મછીભવણનો સીલ્પશાસ્ત્રી કોઈ "કઇફીઅત ઉલ્લા" થઇ ગયોછે પણ તે આગલા વખતમાં જનમેલો હોવાથી તેનું નામ વીસરાઇ ગયું છે. જો ૧૯ મી સદીમાં તે જનમ્યો હતે તો માન, ચાન અને બાવલાંથી તેનું નામ અમર રહ્યું હતે. એમાં એક એવો હોલ છે કે જેવો. દુન્યામાં બીજી કોઈ જગ્યાએ નથી. તે ૧૬૩ ફીત લાંબો ૫૩ ફીત પોહળો અને ૫૧ ફીત ઉચો, વચમાં એક પણ ખાંભ યા તેકા વગરનો હોલ છે. તે તદન ચુના અને પથ્થરનો બાંધેલો છે. લાકડ યા લોખંડ કામ સેહજ સરખું પણ નથી. એ હોલ ઉપરાંત તમામ મકાન તેનાં બાંધનારની અછી કારીગર શક્તિ, અસલતા, અને મોટાઇ બતાવેછે એ મકાન નવાબ એસારૂ ઉડ દવલા (૧૭૭૫–૧૭૯૭) નાં હુકમથી બાંધવામાં આવ્યું હતું અને તે પાછલ પુરા એક કરોડ રૂપ્યા ખરચાએલા છે. ઈ. સ. ૧૭૮૦ નાં દુકાલનાં વખતમાં ભુખ મરો અટકાવવા માટે એ મકાન બંધાવવામાં આવ્યું હતું. એ નવાબે "તાજ" તારીફ઼ અને પ્રસીધતાથી કટાળી પોતાની રાજધાણીને આગલ પાડવા તમામ દેશમાં ઢંઢેરો ફેરવી તદન નવીજ ઢબ અને અસલ વિચારનું બાંધ કામ બાંધવાને હુન્નર મંદોને નોતર્યા અને એવી હરીફાઇનું માન મછીભવણનો સીલ્પશાસ્ત્રી જીતી ગયો

**હુસંનાબાદની બારાદારી** યા "પીકચર ગેલરી"—કઇ દમ જેવી નથી તેમાં આઉડના ૧૧ નવાબોની આખાં કદની

"ઑઈલ પેનટીંગ તસવીરો છે. તેમાં નવાબ સુની ઉડ દવલા (૧૭૫૩–૧૭૭૫) ને માટે એમ સમજાવવામાં આવેછે કે એ ફંગાળને એક મોટી એલીગેટર (સુસવાત) માછલી ગળી હતી, પણ એ નવાબ પોતાની કતાર વડે તે માછલાંનું પેટ ચીરી બહાર આવ્યો; જે વખતે તેની ચામડીનો રંગ કોએલા જેવો કાળો થઇ ગયો હતો અને તેથી તસવીરમાં પણ તેને કાળો ચિતાર્યો છે. આમાં સચાઈ કેટલી છે તે તો કોણ જાણે પણ જેવી તેની તસવીર કાળી છે તેવોજ કાલાં હૈડાનો તે આદમી રૂપી દૈત્ય હતો એ આપણે જાણીએ છિએ.

**હોશેનાબાદ** પણ મછીભવન માફક અસલી કારીગીરીનો અચ્છો નમુનો રજુ કરેછે. એ મકાનોની નેમ એક પીરની દરગાહ માફક કહેવાએ હોશેનાબાદમાં એક મીનનું બનાવેલું તાબુત છે એ તાબુતમાં મીન શિવાય કંઇજ નથી. મીનના ફુલ, મીનનાં પાદડાં, મીનનાં થાંભ વિગેરે. બીજુ એક તાબુત એક બાતલીમાં બનાવીને મેળવામાં આવ્યું છે. એ મકાન પર સોનાનાં પતરાં જડી લીધેલાં મિનારા છે. હોશનાબાદ એટલે રોશનીનો મેહેલ એમ કહેવાએછે. એમાં ચાર મોટા ઝુમરો છે કે જે દરેકની કિમ્મત ૬૦૦૦ રૂ. ની છે. મારબલના પથ્થરનાં કોતરેલા પડદાઓ (સ્ક્રીન) તાબુતની આસપાસ જડી લીધેલા છે હોશેનાબાદ નવાબ મહમદ અલીશાહ (૧૮૪૨–૧૮૪૭) નો મેહેલ લેખાએછે.

**શાહાનઝફ** યા ગાઝી ઉડ–દીન હાઇડર (૧૮૧૪–૧૮૨૭) ના મેહેલને માટે કહેવામાં આવેછે કે પેગમ્બર મહમદના જમાઈ અલીની મક્કામાં આવેલી કબરનો આબેહુબ નમુનો છે. એ મેહેલમાં મુસલમીન નવાબોની તથા તેમની રાણીઓની, તસવીરો છે. બળવા સાથની લુટફાટમાં કેટલાક લુચ્છાઓએ ત્યાં પણ નજર દોડાવી સોનાનાં પતરાં અને ઝવાહીર વિગેરે ચોરી ગએલા જણાવવામાં આવેછે, એ મેહેલની ફરતી દીવાલમાં બે લાખ બતીની રોશનીની જગ્યા કીધી છે. એમાં બે તાબુત મુકેલાં છે દરેકની કિમ્મત ૧૦ થી ૧૨ હજાર રૂ. ની જણાવવાંમાં આવેછે.

ઉપર જણાવેલાં મેહેલો તાબુતનાં દિવસમાં દીપી નિકળેછે કે જે વખતે મુસલ્લમીન શિવાય કોઈને અંદર જવા દેવામાં આવતા નથી. એ દિવસોની ધામધુમમાં હજારો રૂપ્યા ધર્મી મુસલમાનો ખરચે છે અને એ સઘલાં મકાનમાં મોટી રોશણી કરેછે એ મકાનોની બહાર મોટાં પાટ્યા મુકેલાં છે અને તેમાં ફરમાવવામાં આવે છે કે "દેશીઓ, અને હિંદુઓ, બંગાલીઓ, પારસીઓ, અને યાહુદીઓએ અંદર દાખલ થતાં પોતાનાં પગમાંનાં જોડા કાઢવા અને યુરોપીઅનોએ માનને ખાતર પોતાની તોપી ઉતારવી" હમો પણ, થોડા દીવસ વેર મારી કુટીને યુરોપીઅન બનેલા હોવાથી તોપી ઉતારી અંદર દાખલ થયા. બીજો હુકમ એવોછે કે રખેવાલોને એક પાઈ પણ આપવી નહિં. પણ તે કબી અમલમાં મેળાયો હોય નહિં કેમજે બક્ષિસ વગર કંઈ પણ ચાલે નહિં અને તેની સંભાલ લેખે નાના સીક્કાઓ સાથે રાખવાની જરૂર છે.

એ ઉપરાંત "**છત્ર મંઝીલ**" યાને ભૂલ ભૂલામરીની મુલાકાત લેવી જોઇએ એ એક એવી રીતે બાંધેલું મકાણ છે કે જેમાં તમોં કદી પણ એખલા જઇ શકો નહિં. જણાવવામાં આવેછે કે એમાં એક સરખા ૨૫૦ ઓરડાઓ અને તેમાં દાખલ થવાનાં તેટલાજ દરવાજા છે. જો અંદર જવુંજ હોએ તો ચોક્કશ ભોમીયાને લઇને પેહેલાંથીજ અંદર જવું કેમકે જુદા જુદા દરવાજાઓ પર ૧,૨,૩, નબર માંડેલા છે અને તેની મદદ વગર ભુલા પડવાનો સંભવ છે. એક ભોમીઆને લઈ એવાં એક ચોક્કસ નંબર થી અંદર ગયો પણ થોડાક ભા-



લખનોમાં જુનાપુરાનાં શિક્કા મધ્યમ ભાવે વેચાતા મળેછે. ' ત્યાંના ઘરો સારા દેખાવનાં, ઉંચી બાંધણીનાં બેથી ચાર માળનાં છે અને અગાસીવાલા એવાં ઘરો, મહાલોનો ખ્યાલ આપેછે. ત્યાં ૮૦૦૦ માણસોનું ઈંગ્રેજી લશકર રાખવામાં આવેછે અને કેનટોનમૅન્ટમાંથી રાતની વેળાએ પસાર થતાં તમારી ગાડી ઉભી રખાવી પરપુછ કરવાનો સંત્રીને હુકમ છે. રાતની વેળાએ શેહેરમાં કેગેસીનની સારી રોશણી થાએછે. ત્યાં હોટેલો ચાર પાંચ છે જેમાં " રોયલ " વધારે જાણીતું છે.

સંતાપની બીના એછે કે પારસી વસ્તી કે જે ૫૦ આદમીથી વધતી નથી તેઓમાં માંહોમાંહેની અદેખાઇ અંટસે, અને હરીફાઇએ ગંભીર રૂપ લીધું છે. શું ૫૦ આદમીઓ, સંપ, પરસપરસનાં હેત, અને માયાથી નહી રહી શકે? શું આ ફાની દુનિયામાંજ તેઓ પોતાનું તમામ સુખ અને કાળ અટવાએલો જોએ છે, કે જેથી વિના કારણની, સાંકડા મનની, અને ચસકેલ ભેજાંની નાશકારક અદેખાઇથી પોતાને દુઃખમાં નાખી ટોળાનાં નામને કલંક લગાડેછે?

લખનોમાં બે દીવસ અને ત્રણ રાતનાં મુકામ પછી એક સહવારનાં સાત વાગામાં આઉડ રોહીલખંડ રેલવે મારફતે કાનપોરનો રસ્તો લીધો. એ બે સ્ટેશનો વચ્ચેનો તફાવત ૪૫) માઈલનોછે અને તેને માટે બે કલાકની મુસાફરી તથા ભાડાંનો રૂ. ૧॥ જોઈએ.

## કાનપોર.

કાનપોરની કતલ અને ક્રુરતાથી કોણ બેખબર હોશે! અરે કમભાગ્ય શેહેર જો વ્યપાર તુંને અગત્યતા નહી આપતું હોતે તો તારૂં કાળું નામ ક્યારનું વિસરાઈ જતે અને તું પોતે પણ અંધકારમાં હોતે!

એ શેહેર વ્યાપારનું મુખ્ય મહક હોવાથી, ઈસ્ત ઈંડયા, ઈનડીઅન મીડલેડ, બી. બી. અને સી. આઇ. રેલવેઓનું ત્યાં સંગમ છે. ત્યાંની વસ્તી ૬૦ થી ૭૦ હજારની ગણાય છે અને તે " કેંટોમન્ટ " અને ગામમાં વેહચાએલી છે. મુબઇની બહાર ઘણેક ઠેકાણે શેહરને બે ભાગમાં જૂદું પાડવામા આવે છે. લશકરી મહક, તે " કેંપ " અને ગામને " સીતી " કહેવામાં આવે છે. પુણા, અમદાબાદ અને કરાંચી જેવે ઠેકાણે પણ એમ બે ભાગ કીધેલા છે. એ બે ભાગમાં તફાવટ એમ માલમ પડેછે કે " કેંપ " વાલો ભાગ વધારે ભપકાદાર અને સારો; જ્યારે ગામની હાલત બેદાદ અને ખરાબ. કેંપમાં પણ રૈયતથી રહી શકાએ પણ જો કોઈ લશકરી સત્તાવાલાનાં ધ્યાનમાં આવ્યું કે ફલાણું ઘર યા ફલાણી જગા લશકરનાં અમલદારોનાં રહેઠાણને અનુસરતીછે તો રૈયતને કેહવું કે બાપુ ગાંસરાં પોતલાં, રાચરચીલાં બાંધી તું તારે ત્યાંથી ચાલ્યો જા— વધ તકરાર કરીશ મા. દેશનાં રક્ષણ કીજે હમો માંગે તે આલો, તમો કોણ! આવો બનાવ કાનપોરનાં બાબમાં એક બે વખત બનેલો કેહવાએ છે. કાનપોરમાં ૭૦૦૦ માણસનું લશકર રાખવામાં આવે છે.

કાનપોરમાં " મેમોરીઅલ ચર્ચ અને વેલ" એ બે ચીજ મુખ્ય જોવાની છે. એ જગાની મુલાકાત લેતાં જે નીર્દોશોએ—નર, નારી, અને બાળકોએ—પોતાનો જાન ખોયો તેમને માટે દયા અને દુખની યાદ, અને એ સંઘલાનો ખુની, દુઃખી દુસ્ત, દરદનાક દેવ, અને બુરો બંડખોર નાના સાહેબને (જેનું નામ કંપારી વચ્ચે આપણી જબાનપર આવેછે) માટે ધીટકારની લાગણી ઉસકેરાએ છે.

૧૮૫૭ ની ૨૭ મી જુન ને દીને એ કતલનાં કાર્ય લેખે ૫૦૦ જીવડાંઓ આ જેહાન છોડી ગયાં તે એવી રીતે કે કાનપોરમાં વસ્તા એ અંગ્રેજો ફીતુરીઓનાં ફેસાદમાંથી બચવા કાજે એક નાની "હોસ્પીતાલ"માં આસરો લેવા ગયા. નાના સાહેબે એ મકાનપર ઘેરો નાખ્યો અને તેમાં કંઇ નહી વળ્યું ત્યારે એને

સુલેહનાં પેગામ લેખે એવી કબૂલાત જણાવી કે "તમોએ ત્યાંથી અલાહબાદ નિકળી જવું અને તેને માટે હું મછવાઓ અને ખોરાક વિગેરેનો ઘટતો બંદોબસ્ત કરીશ" દુખથી ઘેરાએલા અંગ્રેજોએ એ પેગામ કબૂલ કીધો અને ગંગા નદીને કિનારે તૈયાર આવી ઉભેલી ૨૦ હોડીમાં તેઓ અલાહબાદ જવા સવાર થયા, ઘણા દિવસવેર ખોરાકનાં ઓશીઆળા હોવાથી મછવામાં જે ખોરાક કર્પીણ નાનાએ તૈયાર રાખેલો તેને ઇનસાફ આપતા ખુદાનો આભાર માનતા તેઓ રસ્તો કાપતા હતા પણ એવામાં કિનારેથી એક તોપખાનું તેમની નજરે પડયું અને તે વિષે તેમની ખાતરી થાએ એટલામાં તો તેમના મછવાઓમાં ગબારા પડતાં અને આગ લાગતાં જોઈ. એક પછી એક મછવાઓ નદીને ટળીએ તે માહેલા વ્હાલાં જાન સાથ ગરક થવા લાગ્યા. એક મછવો જે બચ્યો તેને પાછો કિનારે લાવવામાં આવ્યો અને તે માહેલા માણસો ખુનીની તલવારનાં ભોગ થઈ પડયા. આ બનાવની પાક યાદમાં "મેમોરીઅલ ચર્ચ" ઉભું છે. એ દેવલ જે દુખી સંજોગ વચ્ચે ઉભું કરવામાં આવ્યુંછે તેની જોનારનાં મન પર બરાબર અસર કરે એવા વિચારથી તે ઘણું રોણકદાર બનાવેલુ છે અને દુઃખના તરેહવાર લેખથી ભરાએલું છે. ત્યાં એક એવો લેખ વાંચવામાં આવેછે કે "અરે માનવી તું ગમે તે જાત અને ધર્મનો હોય પણ પેલી સામેની પાક જગા (પાદરીને ઉભી રેહવાની જગા) તરફ જો અને તારા ખુદાને યાદ કર."

"મેમોરીઅલ વેલ અને ગાર્ડન" એક એવુંજ દુઃખનું ચિત્ર રજુ કરે છે. ત્યાં એ બળવાખોરોની છરીને ભોગ થઇ પડેલી ૨૦૦ લાસ એક સંઘેમરમરનાં પથ્થરનાં કુવા હેળથ દટાએલી છે. એ કુવા પર એક પથ્થરનું "સ્તેન્ડ" ઉભું કરવામાં આવ્યુંછે અને તે પર એક દેવી પોતાની બંધ આંખ અને છાતીને લગાડી એક પર એક નાખી દીધેલાં બે હાથમાં કલમ જેવું કંઈ પકડીને ઉભી રહીછે. (હું લખવા જતો હતો કે "કોણ દૃઢ છાતીનું આદમીછે કે જે ત્યાં ઉભો રહી એ મરણ પામેલાંની મોત અને જાન વચ્ચેની છેલ્લી લડાઈ અને તેમની છેલ્લી મરણપળની યાદ માટે એક આંસું નહી ખેરવશે" પણ અરે! ખવીશ નાના સાહેબ જેવા વધૂ આદમી આ દુનિયામાંછે એમ ૧૮૮૮ અને ૧૮૯૧ નાં વરસનાં બનાવેનો મને ખ્યાલ આવે છે.) એ કુવાની બાજુએ એક સ્થંભ ઉભેલોછે જે પરનો લેખ એમછે કે "આ જગાએ કાનપોરની કતલનું ઘેર હતું." આ કતલ તા૦ ૧૫ મી જુનને દીને થઇ હતી અને તેમની કતલ થયા પછી તેમની લાસને પાસેનાં કુવામાં નાખવામાં આવી હતી. એ બાગ તથા કુવો જોવા જવાને માટે અંગ્રેજ શિવાય કોઇપણ કોમને પરવાનો કહાવવો પડે છે. તે છતાં પણ કુવો જોવા દેવાની દેશીઓને મનાઇ છે. એ મનાઇનુ કારણ એવુંછે કે કોઈ જોનારે આએ પવિત્ર જગાને પોતાનાં નામ અને બીજાં લખાણથીં અપવિત્ર બનાવવાની નઠરતાઈ કીધી હતી એથી અંગ્રેજોની લાગણી વાજબી રીતે ઉસકેરાઇ અને તેથી એવો અટકાવ કરવો પડયો. એકનું પાપ જમાનાને સંતાપે છે. અંગ્રેજી પોશાક હોવાને લીધે હમો અંદર જઈ શકયા હતા.

કાનપોરનાં મોહલ્લાઓ ગીચ અને સાંકડા છે. અનાજનો મોટો વ્યપાર ચાલે છે. શેહેર સુધરાઈખાતું સુસ્ત માલમ પડે છે. પાણીનું બાંધકામ સારી હાલતમાં છે. રૂતું ઠીક રહેછે હાલ હવા ૫૮ ની છે પણ ગરમીમાં તે ૧૧૭ ડીગરી સુધી જાય છે. એ સખ્ત ગરમીનો અનુભવ ગુજરાત અને ઉત્તર હિંદુસ્થાનમાં સાધારણ છે. કાનપોરમાં આસરે ૩૦ પારસીઓ વસેછે અને જાણીતું "એમપ્રેસ હોતેલ" પારસી માલેકી હેઠળ છે.

ગંગા નદી કે જે કલકત્તાની ઉત્તરે દારજી-લીંગનાં પહાડમાંથી વહેછે તેનાં ૯૫૪ માઇલ નાં લાંબાં વિસ્તાર પછી તેની જમણી બાજુપર કાનપોર શેહેર આવેલુછે. જ્યાંથી નાનાસાહેબે પોતાને આંશરે આવેલા અંગ્રેજોપર તોપો છોડી હતી તે જગાને "સતી ચઉરા ઘાત" કહેછે તેની મુલાકાત લેવાને મુસાફરે વિસરવું નહીં.

કાનપોરમાં જોવા જોગ જગ્યાઓ અને શેહરની મુલાકાત ૯) કલાકમાં પુરી કરી તેજ દીને સાંહજનાં ૭) કલાકે દીલ્લીનો રસ્તો લીધો. ઇસ્ટ ઇંડયા રેલવે મારફતે એ ૨૭૦) માઇલ લાંબી મુસાફરી પુરી થાએ છે. ૯ કલાકની એ મંજલનું તુર રૂ. ૧૨). કાનપોરથી જેઓને દીલ્લી, આગરા અને જયપોર જવું હોએ તેઓએ પેહલ્લાં આગરા પછી દીલ્લી અને ત્યાંથી જયપોર જવું. દીલ્લીથી આગરાથી જયપોર જતાં ૨૫૦) માઇલ મુસાફરી લાબી થાએછે અને તુરનાં રૂ. ૧૦ વધુ આપવા પડેછે

## દીલ્લી.

રાતના ૭) ને સુમારે નિકળેલા બીજે દીને મલસકામા દીલ્લીને સલામ કરી. સ્ટેશનપરથી ત્યાંનાં પેહેલાં ગણાતાં "મેતરોપોલીતન" હોતેલમાં ગયા પણ હમારાં સારા નસીબે ત્યાં જગા નહીં મળવાથી "નોર્થબ્રુક હોતેલ"માં ઉતારો લીધો. (સારા નસીબે એમ કે હમો એ હોતેલથી તદન સંતોશ પામ્યા.) દીલ્લીનાં સ્ટેશનપર પરોઢયામાં ચાર વાગે પગ મેલતાં મુસાફર ચકીત બને છે. તે પોતાનાં ગાંસડા પોતલાંની સંભાલમાં ગુંતાએલોછે તેટલાં તેને કોઈ આબરૂદાર આદમી મલવા માંગતું હોએ એમ લાગે છે, વાત પરથી માલમ પડેછે કે એ તો તીકીત લેનાર બંગાલી એક "અંગ્રેજ" સાથ નરમાસથી વર્તવાની ફરજ અદા કરેછે, એ બે જણા પોતાનું કામ કરેછે તેટલાં સાંમેથી જમીન તુલીક વાંકો વળી સલામ કરતો દીલ્લીવાન આવી લાગેછે અને જાને બાપદાદા સાથ કેવીક દોસ્તી હોય તેવું ડોળ ઘાલે છે. ભાઇ કોણ છે? તો "સાબ એમપ્રેસ હોતેલ સબસે બેહતર હએ, ગુડ ફુડ, વેરી ચીપ સર, ફર્સ્ટ ક્લાસ સર," ત્યાં એક ત્રીજો આદમી આવેછે અને તે "નો, યું કમ નોરથબ્રુક, વેરી નાઇસ ફુડ, ધીસ સામન આઈ તેક કેર" અને લાગલો સામન ઉંચકવા પડે છે. એ કમીશન મેળવનારા "ગ્રહસ્થો" સાથ પતાવટ કરી તે બહાર જાએછે તો "વોન્ટ ગાઈડ સર? આઇ વેરી ગુડ મેન સર, નો ઓલ પલેસીસ સર" અને પછી હાથમાં સરતીફીકેટ સેરવવા માંગે છે પણ અંધારાનું બહાનું કાઢી યા રોકડા પરખાવી તે ગાડીમાં બેસવા જાએછે તો બીજોજ સાદ "સર મોરનીંગ બાથ, તુરકીશ બાથ કમ" કરી કંટાળો આપતો ધણીઆતી ગાડી હોએ તેમ તેપર ચઢી બેસેછે. અંધારા રસ્તાઓ પરથી ગાડી પસાર થયા પછી હોતેલનું નામ બતાવતી લાલ રોશણી જોઇ, કકડતી ઠંડી, દાક અને ઉજાગરાની યાદથી આશાવંત દીલે તે હોતેલનું બારણુ ઠોકે છે. હોતેલમાં ઉતરેલા બીજા પરોણાઓની ભલે ઉંઘ જાએ તેને તો અંદર દાખલ થવા "આલસુ" હોતેલવાલાને ઉઠાડવો જોઇએ. હોતેલવાલો આવી પુગે છે અને બે ચાર ખાલી "બેડ રૂમ્સ" માંથી એકમાં તે ઉતારો લીએછે અને બે ત્રણ કલાકની ઉંઘ ખેંચી કાઢેછે તેટલામાં "છોટા હાજરી" ને માટે ખાનસામા બારણું ઠોકી "જો હુકમ જનાબ" નું નમન કરેછે. ઉઠતાંને વાર તુરકીશ હમામ વાલાની સલામ મેળવવાનું તેનાં નસીબમાં હોએ છે, તે પોતાનાં ઓરડાની બહાર આવેછે તો "આઇવરી પેંટીગસ સર" તો "દીલ્લી ફોતોગ્રાફ્સ વૉન્ટ સર" યા વેરી નાઇસ એમબ્રોઇડર વર્ક" વિગેરે માલ વેચનારાઓની સંગતમાં તે પોતાનો દિવસ શુરૂ કરેછે જો એવા એક સાથ વાત કરવા તે જાએછે તો દીલ્લીવાની આદાબ ને સરલ હિંદી-અંગ્રેજી ઝબાનથી તે વાકેફ બને છે. "આઈવરી પેંટીં

ગંસ" (યાને હાથીદાંત પર. મુખ્ય દીલ્લી અને આગરાની જોવા લાયક જગ્યાઓનાં ચિતારેલા દેખાવો તથા આગલા મોગલ બાદશાહોની સબીઓ) વાળો પોતાંનો સંગ્રહ બતાવતાં કેહશે "માઈ માસતર હીંદુ, નો તચ ઓન, ટુ આઇવરી લૉર્ડ" તે કેહવા માંગે છે કે મને એ હુન્નર સીખવનાર શિક્ષક જાતે હિંદુ હોવાથી, હાડકાંને અડકતો નહીં હતો અને ખરાં હાથીદાંત પર એ ચિત્રામણ કીધેલું છે. પણ એઓ જબરા ઠગ હોએછે, અને એ આંખ ઠારી લેતાં ચિત્રામનોની જો તમો ખરીદી કરો તો વેચનારે એકનાં બે પૈસા ઉપજાવ્યા હોશે કેમજે એ ચિત્રની સફાઇ અને મેહેનતનો ખ્યાલ લઇએ તો માંગવામાં આવેલું દામ જેટલી તેની કિંમત હશે એમ મનાએ છે. અંગ્રેજોને મનસે તો એ બારીક હુન્નરની ઘણી કિંમત ગણાએ છે અને તે પ્રમાણે તેઓ એકનું ત્રણ ઘણું દામ આપેછે. સાધારણ વેચનારે પેહેલાં દસઘણું વધારે દામ માંગવાના સોગંદ લીધેલા હોએછે.

જમનાં નદીને કિનારે મોગલઇ રાજની બેથક અને મોગલઈ મોટાઇનું એ શેહેર આવેલું છે. આગળા વખતની જાહોજલાલી અને કીર્તિ પછી દુનિયાનાં અચલ નીયમ પ્રમાણે ઉદય પછી અસ્તનાં વખતમાં પણ બીજા હાલનાં જમાનાનાં ઉદય યા મોટાઈવાલાં શેહેરો કરતાં દીલ્લી વધારે મરતબો ધરાવેછે. પોતાની પડતીમાં પણ એ શેહેર પુર બહારમાં છે. હિંદુસ્થાન દ્રવ્યનું મુલક છે એવો જે ખ્યાલ પરમુલકીઓમાં છે તેનું કારણ એ મોગલાઈ રાજધાણી શેહેરથી છે. એ "મોટા મોગલ બાદશાહો" (The Great Mogul Kings) પોતાના તેમજ રૈયતનાં સુખ પાછલ કરોડો રૂપ્યા વેરી ગયા છે તેમનાં રાજ મહાલ, તે હીરા, મોતી, સોના અને ઝવાહીરનાં અખુત ભંડાર લેખે ગણાએલા છે. એવી આબાદાનીનો સબબ ઇનસાફી બાદશાહો, વફાદાર રૈયત, નેક કરણી અને ફલદ્રુપ ધરતી (soil) નું કેહવાએ. બાબર બાદશાહ મોગલ વંશનો પાયો નાખનાર અને એનો નબીરો શાહનશાહ અકબર એ વંશની કીર્તિનો કોટ બાંધનાર તથા દીલ્લી—હીંદુસ્થાનની મોટાઇનું કારણ ગણાએ. એજ રાજ્યમાં હિંદુ અને મુશલમાન ભાઇચારો ભોગવતા હતા, એજ રાજ્યમાં જરથોસ્તીઓ જ્યાદા માન અને મરતબો મેળવતાં ગયા. માજદયસનાન ધર્મની ખુબીઓ સમજવા એજ વંશનાં રાજાઓ કાળજી બનાવતા હતા અને તેને માટે ઇરાન વતનથી માનવંત દસતુરો દીલ્લી દરબારમા આવવા લાગ્યા, એજ રાજ્યમાં **પારસીઓનાં લાગવગથી** "ઈસ્ટ ઇંડયા કું૦" હિંદમાં પગભર થતી ગઇ. એજ રાજ્યમાં વલંદા લોકો હિંદમાં પોતાનાં સંસથાનો વધારતા ગયા. એજ રાજ્યમાં મુંબઈનું તાપુ આપણી રાજ્ય કરતી કોમના હાથમાં આવ્યું. હિંદનાં ઇતીહાસમાં એ વંશનો એક ઝંલેહ ભર્યો સફો રોકે છે કે જે વખતમાં સારી અને ઈનસાફી મેહસુલથી મેળવેલો રૈયતનો પૈસો રૈયતનાંજ ભલાં અર્થે વાપરવામાં આવ્યો હતો. હિંદુસ્થાનમા એ વખતમાં પાણીની તાણ પડતી અને તેનાં ઉપાય તરીકે જે જે મુલકો એ વંશજોનાં રાજા બાબર, અકબર, શાહે જેહાન વિગરે જીતતા ગયા, ત્યાં કુવા, તલાવ અને નેહરો બંધાવતા ગયા. દીલ્લીથી દસ માઈલ દૂર "કુતબ મીનાર" ના રસ્તાપર આપણને એક નેહર મલે છે જે નેહર આગરાથી સાત માઇલ દૂર "સીકંદરા" ના રસ્તા પર આપણને આવી મળેછે. એ ૧૫૦ માઇલ લાંબી નેહર અકબર બાદશાહનાં હુકમથી બાંધવામાં આવી હતી. એ રાજાઓનાં વખતથી દીલ્લી હિંદુસ્થાનનું રાજધાણી શેહેર ગણાવા લાગ્યું અને અંગ્રેજોએ જ્યાં સૂધી એ શેહેર જીત્યું નહીં ત્યાં સૂધી તેઓની સત્તા પુરેપુરી ગણકારવામાં આવી નહીં.

વળી ઇંગ્લેંડની સરકારે પણ દીલ્લી જીત્યું તોજ હિંદુસ્થાન જીત્યું એમ માની ૧૮૫૭ નાં ખુનાં મરકીનાં સાલમાં બળવાખોરોનાં હાથમાં દીલ્લી આવેલું જાણી ઈંગલંડથી હજારો માણુસનું લશકર રવાના કર્યું પણ એ મદદ આવી પુગે તે આગમજ ૮૦૦૦ માણસનાં લશકરે જોન નીકલસનની સરદારી હેથલ દીલ્લીપર ઘેરો નાખ્યો. એ વખતમાં શેહેરની આસપાસ ૧૦) થી ૧૨) ફીટ ઉંચી અને ૩ થી ૪ ફીત જાડી ફરતી દીવાલ્ન આંચ માઇલની લંબાઇએ બાંધવામાં આવી હતી અને તેમાં નવ મોટા દરવાજાઓ મુકવામાં આવ્યા હતા. એ દીવાલ પડતી હાલતમાં ઉભેલી છે પણ "દીલ્લી દરવાજા" "કાશમીરી દરવાજા" સારી હાલતમાં છે. એ વખતમા બહાદુરશાહ ગાદી પર હતો. બળુવા વખતે વીલાઉબી અને બીજા આંથ અમલદારો શેહેરની વચમા આવેલું દારૂખાણું (powder magazine) બળવાખોરોના હાથમાંથી બચાવવાને સંભાલતા હતા પણ જેવા તેઓ શેહેરમાં દાખલ થયા તેવાજ એક મોટા અવાજ અને ધડાકા સમેત આ આગલી કીર્તિ અને મોટાઈનું પાએતખ્ત ધર્તીકંપનાં આંચકા મીશાલ ધ્રુજવા લાગ્યુ. તમામ દારૂખાનું સળગાવી મેલવામાં આવ્યું હતું અને તેની સાથે ૧૫૦૦ બંડખોરો હવામાં ચુરેચુરા થઈ ઉડતા હતા, માંલ મિલકતનાં ભારે નાશ સાથ છેલ્લે બંડખોરોએ દીલ્લી લીધું પણ થોડાજ વખતમાં દાલ્લીપર ઘેરો નાખવામાં આવ્યો અને ૬ દહાડાની હાથો હાથની લડાઇ પછી અંગ્રેજોએ શેહેરનો ફરી કબજો લીધો. નીકલસન અને ૩૦૦૦ આદમીઓ માર્યા ગયાં હતા. ઇંગ્લેંડથી ઉપડી ચુકેલું લશકર તો હજુ માર્ગમાંજ હતું. એ ફતેની યાદદાસ્તમાં અંગ્રેજોએ એક નાનો મિનારો બાંધ્યો છે એ મિનારાથી થોડેક દૂર દીલ્લીનો કિલ્લો આવેલો છે. કિલ્લો સાહેજેહાનનો બંધાવેલોછે આગલા વખતની મુસલમીન કારીગીરીનો તે એક

૪

નાદર નમુનો છે. કિલ્લાની બહારની બાજુએ ખાડી જેવું છે કે જ્યાં પાણી હોવાથી દુશમનો કિલ્લાની નજદિક આવી શકે નહિં. ખાડી પછી મટોડાનો ફરતો ડુંગર બનાવવામાં આવેલો છે, કે જેથી કિલ્લો ઢંકાએલો રહે. તેની દિવાલ્ન ઘણી જાડી નથી પણ રાતા પથ્થરની સરસ બાંધણીની છે અને દાખલ થવાના આરકાંઓ તે પરનાં કોતર કામ અને રોનકદાર બુરૂજ અને કંગુરાઓ સાથ લડાઇની યાદ આપેછે. કિલ્લામાં ગાદીમાં બેસી જવાએ છે. ભાગલ્નમાંથી દાખલ થતાંજ ગોરા સંત્રાએ ઉભો રહી જઇ બંદુક ઉતારી માન આપ્યુ. એ તકલીદી માન હમારી બે ઘોડાની ગાડીને અને અંગ્રેજી પોશાકને માટે હશે. કિલ્લામાંથી પસાર થતાં બેઉ હાથપર શીપાહોનાં રહેઠાંણ દીસેછે. કિલ્લાની જમીન પથ્થરની ફરસબંદીની હોવાથી ગાડી અને ઘોડાનાં પગલાંનાં અવાજથી ઘણું ગંભીર લાગે છે. આગળ વધતાં સાહજેહાનનાં મેહેલ આગળ આવી પહોચ્યે છિએ. એ મેહેલને બે ભાગમાં વેહચીં નાખવામાં આવ્યો છે. રાજા રાણીનું ખાનગી મકાન અને દરબાર ભરવાની જગ્યા. **પેહેલામાં** તેમનાં રહેથાણનાં જૂદા જૂદા ઓરડાઓ, ફુવારાઓ અને હમામખાના છે કે જેમાં અકબરી હમામખાનું મુખ્ય છે. તેની બાંધણી એવી છે કે એકમાંથી બીજાંમા જવાએ એવા બે ત્રણ ઓરડાઓ સાથે હોયછે. પેહેલો ઓરડો કે જ્યાં કપડા બદલવામાં આવેછે ત્યાં છાપડામાં ઉજાસને માટે બકારાં કોધેલાં હોયછે અને તેમાં સેહજ થડક રાખવામાં આવેછે. બીજો ઓરડો અંગોલ કીધા પછી બદનની ચંપી કરવાને હોયછે અને ત્રીજો ઓરડો અંગોલનો રહેછે જયાં વચેવચમાં એક કુંડી કીધેલી છે અને દીવાલની બાજુમાં પાણીને માટે સુગંધી પ્રવાહીનાં તાકા બાંધેલાં છે જેમાંથી નળીવાટે પાણી કુંડોમાં લાવવામાં આવેછે. એ હમામખાનું બીલકુલ આરસપહાણનું બાંધેલુ છે. અને તેની દીવાલ **તથા જમી**

તરીકે ઓળખાવે છે. ત્યાંથી આગલ જતાં કોટવાલી આવેછે કે જે બળવાખોરોની ફાંસીની જગ્યા બતાવે છે. ત્યાંથી નીકળેલા "**જુમા મસજીદ**" તરફ વલ્યે છીએ. એ મસજીદ પણ સાહેજેહાનની બંધાવેલી છે અને તે હીંદુસ્થાનમાં સર્વેથી મોટી અને વખણાએલી ગણાએ છે એ મસજીદ લાલ નરમ પથ્થરની બાંધેલી છે અને તેની ઉભરણી ઘણી ઉચી રાખેલી છે. ત્રણ દરવાજાઓમાંથી એમાં દાખલ થવાએ છે જે દરેક દરવાજા નાની નાની મસજીદ હોય એમ લાગે છે. એ મસજીદનાં સાત મુખ્ય મેહરાબ છે અને ત્રણ ગુંબજ છે કે જે માહેલા વચમાનાં મોટા ગુંબજ હેથલ વડો ધર્મગુરૂ અને બાદશાહી કુટુંબીઓ બેસે છે. મસજીદની ભોંએને ૬ ફીત લાંબી ૩ ફીત પોહોળી પાવીઓથી બનાવવામાં આવી છે કે જે દરેકપર એ આદમીઓ નેમાજ કરવા "સજદે" પાંથરી ગુઠણ ભરદી બેસે છે. એ પાવીને એક નાંકે ત્રણ આરકાંઓનો આકાર ચીતારેલો હોએ છે. મસજીદની મધ્યાંતમાં એક તાંકુ હાથ મોહ ધોવાને માટે છે. મસજીદની બે બાજુમાં બે મારબલના મિનારાઓ ઉભેલાં છે કે જેને મથાલેથી દીલ્લીનો તમામ ચિતાર આપણી નજરે આવે છે અને સુર્યમાં પ્રકાશતાં જમનાં નદીનાં પાણી અને ઘરો મસજીદો અને ગુંબજોનાં એક મોટા દરીઆવ પછી દૂરનાં જંગલમાંથી પોતાની ટોંચ બતાવતો કુતબ મિનાર આપણું ધ્યાન રોકે છે. તેમજ આ પાક જગાપર પ્રકાશતો સુરજ પોતાનાં કીરણોથી જુદા જુદા રંગરૂપવાલાં આએ મકાનને માન યોગ્ય બનાવે છે.

"But thou of temples old, or altars new,
Standest alone with nothing like to thee
Worthiest of God, the holy and the true.
... . Majesty.
Power, Glory, Strength & Beauty all are aisled
In this eternal ark of workship undefiled"

એ મિનારાઓ પરથી જ્યારે બાંગી નેમાજનાં વખતની બાંગ પોકારે છે ત્યારે દરેક ધર્મી મુસલમીન કામ પડતું નાંખી ખુદાની પાક યાદમાં મશગુલ થાએ છે. એક સાંહજે બાંગીનો પોકાર સાંભળી હુમાયું બાદશાહ કે જે પોતાનાં મહાલનાં દાદરપરથી ઉતરતો હતો તે દાદરનાં પગથીયાં પરજ "સજદે" (નેમાજની ચતાઇ) બિછાવી બંદગી કરવા લાગ્યો અને તેમાંથી ફારેગ થયા પછી ઉઠી ઉભો થતાં તેનો પગ લપસી જવાથી તે ગુજર પામ્યો. એ ધર્મનાં પુંજારીઓ અજબ માન અને ચોકસાઇથી ધર્મની ફરજ અદા કરે છે. બંદગી વેળા તેઓની આજુબાજુના બનાવથી ગાફેલ જેવા બને છે. બેક બેને કિનારે જરથોરતી ભાઇઓ એવાંજ ચિતથી બંદગી કરે છે શું? એ મસજીદ વધુ પવિત્ર એમ ગણાએ છે કે ત્યાં પેગમબર મહમદ અને બીજા પાક આદમીઓની નિશાણ યાને યાદદાસ્ત સાચવી રાખવામાં આવી છે. એક છત્રવાલા નાના ઓરડામાંથી એક ઝૈફ મોલવી કાળા પથ્થરની એક ન્હાની લાદી બહાર લાવ્યો કે જે પર આદમીના પગનો આબાદ આકાર હતો. જણાવવામાં આવ્યું કે પેંગમબર મહમદની તે પગ નિશાણ (Foot-mark) છે અને તે મકકાથી લાવી રાખવામાં આવી છે. ઇમામ હુશેન અને મહમદના જમાઈ અલીનાં હાથ દસ્કતની અલ-કોરાણની નકલો ત્યાં દેખાડવામાં આવે છે. વળી તૈમુરની સપાટ (Slipper) મદીનાથી લાવેલી ત્યાં છે. તેમને વડાલી આ ચીજો એક નાદર નવાજેશ લેખે મુસાફરને બતાવવામાં આવેછે અને એ મેહેરબાની માટે "બક્ષીશ" તરીકે સારી રકમ મેળવવાની મોલવી સાહેબ આગ્રહ કરે છે. મસજીદમાં નેમાજ વખત અંગ્રેજોને બેસવા માટે જુદી જગ્યા ખાશ રાખી છે.

જોકે હમો અંગ્રેજી પોશાકમાં ફરતા હતા પણ મસજીદમાં દાખલ થતાં અજબ આવકાર મલ્યો. કોઇ જમાણાનો વાકેફ શકની નજરથી હમોને માહાંથી પગ સુધી નિહાળતો સવાલ કરવા લાગ્યો। "કોણ હએ; પારસી લોક

હશે ?" પણ તે છતાં હમે તો ધમધોકાર મસજીદમાં જવા માંડ્યું. ચબરાક મુશલમીન બારીક નજરથી મારી નોંધ પોથી તપાસતો કેમજે તેમાં ગુજરાતીમાં લખેલું કંઇક થોડું તેની નજરે ગફલતીથી પડ્યું અને તેથી પોતાની ખાતરી કરવા મારી નોંધો પર નજર રાખતો. દીલ્લી એક નાનું **મીયુઝીઅમ** ધરાવે છે, પણ તેને સારી સંભાલથી રાખવામાં આવતું નથી. ત્યાં "કુદરતનાં કૌતા"નાં સારા નમુનાઓ "સ્પીરીત"માં રાખેલા છે. નોંધ લાયક એટલુંછે કે એક દોઢ ફીત લાંબી સપાટને માટે સમજાવવામાં આવેછે કે બ્રાહમીન મનફૂલની તે છે, કે જે સાત ફીત છ ઇંચ ઉંચો હતો અને તેનો પગ ૧ાા ફીતનો હતો. કંઇ બારીક નકસીકામના નમુના પણછે અને તેમાં લવંગ અને સોપારીનાં કોતરેલાં ન્હાના વાસણો મુખ્ય છે.

દીલ્લીથી કુતબ બાર માઈલ દૂર છે, અને ત્યાં જવા માટે એક આખો દહાડો રોકાએ છે. સહવારના સકકારેથી "છોટા હાજરી" લઇ કંઇ સુકું પાકું સાથે લઇ ઘોડાની ગાડીમાં સવાર થવું પડે છે. દીલ્લી દરવાજામાંથી બહાર પડી થોડુંક આગલ જતાં તગલખ વંશના ફીરોજશાહ બાદશાહે સ્થાપેલું દીલ્લી શેહર જણાએછે જ્યાં ભાગાંટુતાં ઘરો અને ઈમારતોનો જુનો ઠાઠ દીસે છે. કારણ કે તે પછીનાં તૈમુરલંગ રાજાએ નાશની તલવારથી સઘલું વેરાણ કરી મુકેલું. એ જગા પર ખેતી યા ઘાંસ ઉગેલું નહીં હોવાથી પાએમાલીનો બુરો ખ્યાલ કરાએ છે. ત્યાંથી આગલ વધતાં **પુરાણા કિલ્લા**પર આવ્યે છીએ કે જે ૧૪૦૦ વર્ષનો જુનો ગણાએછે અને એમ કેહવામાં આવેછે કે ત્યાં ભારે ઝવહેર દતાએલું છે. અને તેતે માટે જૂદા જૂદા વેહમો અને કથા હસ્તીમાં છે. એ પછી બાદશાહ **હુમાયુંની કબર** પર જઈએ છિએ. એ મકાન સાદાઈનો સરસ નમુનો છે. ત્યાં સાધારણ થઇ પડેલા રાતા પથ્થરનું બે મજલાનું એ મકાન તેના વચલા તમામ સફેદ સંગેમરમરના ગુંબજની બાજુએ અગાસીપર ચાર ન્હાના મિનારા સાથે સુંદર બાગ અને ઝરાઓ વચ્ચે ઉભેલું છે. ત્રણ સદીની ઉપરનું આ મકાણ "**હુમાયુન**" જાણે દસ વર્ષપર બાંધવામાં આવ્યું હોય એવું લાગેછે. એવીજ જગ્યા પર હાલનાં જમાનાનો તકલીદી સીલ્પ શાસ્ત્રીનો હુન્નર અને સદીઓ અગાઉનાં થોડા ઘોંઘાટ વચ્ચે પસાર થએલા નાદર હુન્નરની સરખામણી કરવાને બને છે. ઇંગ્લંડે હિંદ પાસથી ઘણી ચીજો ઉછીકી લીધી છે. ઘણી ચીજ કે જેમાં બડાઈખોર ઇંગ્લંડ આજે ચઢીઆતી ભોગવેછે તે પાછલા જમાનામાં ગરીબડાં હિંદની અસલ હતી. એ "હુંમાયુન"થી થોડે દૂર બીજી ન્હાની મોટી ઘોર આવેલી છે. તેમાં જાહગીર, મહમુદશાહ અને નીઝામ ઉદ દીનની કબર મુખ્ય છે. **નીઝામ ઉદ દીન** એ એક પીરનું નામછે અને તેની પવિત્ર દરગાહનાં ઘણાં પુંજારીઓ છે. પડોશમાજ કવી ખુશરોની સાદી પણ સોભઈતી કબર આવેલી છે. ત્યાં બાજુમાં એક સુંદર કબર આ દુન્યાની મોટાઈ અને માનનાં ભુખ્યાઓને નસીહત આપેછે કે જે પર ફારસીમાં કોતરેલુંછે કે "પાદશાહ શાહેજેહાનની બેટીની કબરપર મોટાઈનો સ્થંભ જોઇતો નથી. મુંજ મીસકીનનાં કફ્ણપર ઘાસતું છત્ર સર્વથી સરસ છે." એ કબર મુમતાઝ મહાલ યા તાજ બીબીની બેટી જેહાનારા બેગમની છે. કે જે બાનું પોતાના નામવર પિતા શાહેજેહાનના અંધાપામાં તેનો મુખ્ય મદદગાર હતી. તેણીની અતિ ખુબસુરતીથી અંજાઈ જઈ ગાફેલ બનેલા અમીર ઉમરાવોને હંફાવી પોતાનો કાળ કુંવારી હાલતમાં તમામ કીધો. એ કબરપર એ બેગમની મરજી માફક ઘાસ ઉગાડવામા આવ્યુંછે પણ તે અર્ધું સકાએલું હોવાથી જોનારનાં મનપર બરાબર અસર કરતું નથી. ત્યાંથી નિકળેલા અર્ધા પોણા કલાકમાં કુતબ આવી પંહોચ્યે છિએ.

દુન્યામાં સર્વેથી ઉંચો અને સરસ બાંધણીનો, બરોબરીયા વગરનો એ મીનાર છે. તેની ઉંચાઇ ૨૪૨ ફીતની છે. તેનો જમીનપરનો ઘેરાવો ૪૬ ફીતનો છે. સાત મજલામાં એ મીનારને વેંહચી નાખેલો છે જેમાના બે ઉપલા હવે હસ્તીમાં નથી તે એમ કે સર્વેથી ટોંચપરનો ગુંબજવાલો માલ લાકડાનો બનાવેલો હોવાથી એક વખત વીજલી પડવાથી બલી ભશ્મ થયો; જ્યારે બીજો મજલો એજ હાલતમાં આવી પડવાથી તેને પાછો ગોહવી મુકવામાં આવ્યો હતો પણ તે બીજી વેળા પડી જવાથી હાલ તેને નીચે ઉતારી બાજુએ જમીનપર મુકવામા આવ્યો છે. અજબ લાગે છે કે આટલી ઉચાઇએથી તેને નીચે કેમ લાવ્યા હશે, પણ એમ ખરેખર બનેલુ છે તેમા શક નથી: કેમજે છેક મથાલે એ મજલાની નીશાણુ મોજુદ છે. એ બાકીનાં પાંચ મજલા ચડઉતર છે એટલે કે પેહલ્લે મજલે જતાં ૧૫૮) બીજે મજલે ૯૮) ત્રીજે મજલે ૬૨) ચોક અને પાંચમે મજલે ૪૨ એમ પગથીયાંઓછે છઠ્ઠો મજલો જે નીચે મુકવામાં આવ્યો છે તે ૧૦ ફીત જેટલો ઉચો છે. (હમારો ભોમીયો એ પગથીંયાની ખોતી ગણત્રી હમોને જણાવવા લાગો પણ એ જગાપર રેહતો એક જઇફ આદમી તેને સુધારવા લાગ્યો અને છેલ્લે એમ ચુક્યું કે હમોએ ઉપર જવું તે પગથીયાં ગણતા ગણતા જવું. એ બે જાણકારોની શબ્દ-રૂપી સુરકી સુરકીએ થોડો વખત ઠીક ગમત પુરી પાડી અને ઉપર જતાં થાક પણ કમતી લાગી) એ દરેક મજલાઓ બાર ગોલ અને ચોખંડા થાંભલાઓથી બાંધવામાં આવ્યા છે. દરેક મજલા પછી એક એક અગાસી આવે છે એ મીનાર પ્રીથ્વી રાજ પછી ગાદીએ આવેલા ગુલામી વંશનાં મુસલમીન રાજા કુતબ-ઉદ-દીને પોતાની ફતેહની છધાણી દાખલ ૧૩ મી સદીની શરૂમાં બાંધવા ફરમાવ્યો હતો અને તે ૪૪ વરસે અલતમસ રાજાનાં વખતમાં બધાઈ તૈયાર થયો હતો. એ મીનારપર "અલાદીન ગેટ" માંથી જવાએ છે. એની ટોંચપર ઉભા રહી નીચે નજર ફેકતાં સાહજાહાનાબાદ યાને સાહેજેહાનનું શેહર (દીલીનું આગલું નામ) પોતાની પડત અને બીસ્માર હાલતમાં આપણી નજર રોકે છે. મીનારની બરાબર પડોશમાં નાની નાની મસજીદો ગુંબજો નજર પડે છે. દીલ્લીનું હાલનું શેહર મુશકેલે ઓલખાએ છે. આએ મીનાર સર્વેથી ઉચો હોવા છતા મારો મીત્ર કેહવા લાગો કે શું મુંબઇનો રાજાબાઈ તાવર એટલો ઉચો નથી? તેનુ આ કહેવું જો આપણી પાસ બંને મીનારની ઉચાઇની નોંધ નહીં હોએ તો મ્હેક ઉત્પન કરે; કેમજે એ દુન્યાનો ઉચો મીનાર આપણા પગ આગલ ખડા રહેલા છતાં તેની મોહતાઇનો ખ્યાલ પુરે પુરો આવી શકતો નથી અને તેના સબબ તરીકે લોર્ડ બાયર્ન એક ઠેકાણે કહી ગયો છે કે આપણુ મન એક પવીત્ર જગાની મોહતાઇથી છક થવાને બદલે જાતે મોટું થાએ છે:—

"Enter its grandeur overwhelms thee not<br>
And why? It is not lessen'd, but thy mind,<br>
Expanded by the genius of the spot<br>
Has grown colossal, and can only find<br>
A fit abode wherein appear enshrined<br>
Thy hopes of immortality

એ કુતુબ મીનારનાં થાંભલાપર એરેબીક ઝબાનમાં અલ-કોરાણમાથી એક પ્રકરણ લખાએલુ જણાવવામાં આવે છે. એની સામે અલાઉદીન ખીલજીએ એક બીજો મીનાર બાંધવો શરૂ કીધેલો પણ અધુરો મુકેલો ઉભો છે. એ બીજો મીનાર તે કુતબના "જવાબ" ની મતલબથી છે. કુતબની પડોશમાંજ કુતબ મશજીદ બીસમાર હાલતમાં ઉભેલી છે. બાજુમાં ઓતેલા લોખંડનો ૨૨ ફીત ઉચો એક સતંગ સ્થંભ જમીનમાં દાતવામા આવ્યો છે તેને મથાલે નકસી જેવુ કંઈ કોતરકામ નજર પડેછે અને વચમાંથી ફાટ પડેલી દીસેછે. એ તનાઇના સ્થંભને **"આએરન પીલર"** (Iron Pillar of Delhi) ને નામ ઓલખેછે. તેને માટે ભોમીઓ એક કદા જણા-

વેછે કે પ્રીથવીરાજ બાદશાહનાં વખતમાં એ પીલર જમીનમાં ૨૨ ફીત ઉંડો દાતવામાં આવ્યો હતો અને તેનું કારણ એ હતું કે એ બાદશાહને કેહવામાં આવ્યું હતું કે તારા વંશજો અને રાજની કાયમ મકામને માટે જે સાંપ ( શેશનાગ ) ની પીઠપર આ દુન્યા ફરેછે તેના માથાંપર એક ભારે વસ્તુ તરીકે લોખંડનો સ્થંભ ઉભો કર. આ પ્રમાણે આ સ્થંભ દાતવા પછી તે કેટલો ઉંડો ગયો છે તે વીશે પોતાની ખાતરી નહીં થવાથી એ રાજાએ આ "પીલર" પાછો બહાર કાઢવા ફરમાવ્યું જે પછી પોતાનાં રાજપાતમાં ખલલ થવાથી જે ફકીરે એ સ્થંભ ઉભા કરવા જણાવ્યું હતું તેની આગલ ફરયાદ કરવાથી તેને ઉતર દીધો કે "ખીલી તો ધીલી ભાએ તોર ભાએ મથીન." એટલે કે આ ખીલો જેમ તેં ધીલો કીધો છે તેમ તારૂં રાજપાટ તારી મુર્ખાઇને લીધે ધીલું પડી જવાનુ. એ સ્થંભની વચમાં જે ફાટ છે તેને માટે એવું સમજાવવામાં આવેછે કે નાદીરશાહે એની તોપ બનાવવા એ સ્થંભ ઈરાન લઈ જવાનો વીચાર કીધો અને તે કાઢવા જતાં ફાટ પડી પણ તે નરમ ધાતુનો હોવાથી એ વીચાર માંડી વાલ્યો. એ મીનારની બાજુએ અલતમશ બાદશાહની ગસજીદ આવેલી છે પણ તે પરૂપરૂ હાલતમાં છે.

એ મીનાર જોવા આવનારાઓની સગવડ માટે હ્યાં એક "ત્રેવેલર્સ બંગલો" છે અને ત્યાં સરકારી પગારદાર ખાનસામા રહેછે જે તમારા હોકમ મુજબ પકવાન બનાવી આપેછે તેમજ બંગલામાં પણ ખાણાની જરૂરીઆતો મુકરર કીધેલા દામે મલેછે. હ્યાંથી દીલ્લી પાછા ફરતાં દાબા હાથપર **સફ્દર જંગનો** કબર આવેછે, એ પણ જોવા જોગ કબર છે અને ત્યાં એવો લેખ છે કે "આદમ, આદમની. નજરમાં મોટો હશે પણ ખુદાની નજરમાં તે નાચીજ અને મીસકીન છે." હ્યાંથી થોડેક દુર જયપોરનાં આગલા રાજાએ એક વેધશાળા બંધાવેલી છે અને તે એજ રાજાએ બનારસમાં બંધાવેલી એવીજ શાળા કરતાં વધારે મોટી અને સારી હાલતમાં છે.

દીલ્લીની જમીન ફલદ્રુપ ગણાએ છે, જગે જગ કુવા તલાવ અને ઝરાઓ છે. દીલ્લીથી કુતબ વેરનો રસ્તો વેરાણછે અને એ મુસાફરી સહવાર અને સાંહજને ઠંડે વખતે કીધેલી વધારે રમણ્ય લાગે છે. હાલમાં દીલ્લીમાં થંડી ૫૦ થી ૬૦ દીગરી વેરનીછે પણ માર્ચ મહીનાની શરૂઆતે ભારે તાપ પડે છે. દીલ્લી ૩,૦૦,૦૦૦ ની વસ્તી ધરાવે છે. ચાર પાંચ પારસીઓ ધંધાને અર્થે હયાં છે. લોક સુખાકારી સારી ગણાએ છે, રસ્તાઓ સારી હાલતમાં છે. ખાધખોરાકીનો સુકાલ છે. દીલ્લીમાં ફરવા હરવા માટે બેથી ત્રણ દહાડા જરૂર જોઇએ. જો ભોમીઓ સારો હોએ તો ઠીક; નહીં તો કેટલીક જગ્યાઓ જોવાથી અનજાન રેહશો. તમુને સઘલી ચીજની અગાઉથી ખબર હોએ એવું દોલ ધાલવું કામનું છે.

સુકરવાર તા૦ ૧૨ મી જાનેવારીની રાતે ૧૦ કલાકે આ ગરાને માટે હમારી કુચ શરૂ થઈ. આ મુસાફરી ભારે જંજાલની છે. એટલે કે એ છેટો ૧૨૦ માઇલથી વધારે નથી પણ એ મંજલ કે જેનુ દુર રૂ. ૬ વેર થાએછે તે તમામ પુરીં કરવા આવ્યા પછી ફકત ૧૦ માઈલનાં યાને ૪૦ મીનીતનાં રસ્તાને માટે "ઈસ્ત ઇંડયાં રેલવે"ની લાઈન મુકી દઇ તુંડલાંનાં સ્ટેશન પરથી "ઈનડીઅન મીડલેડ રેલવે"ની મુસાફરી કરવી પડે છે. રાતનાં ૨) કલાકે ઠંડીમાં ઠઠરતા એક સ્ટેશન પરથી બીજાંપર ગાસડાં પોતલાં ઉંચકતા જવું એ તો આગરા જનારાઓને માટે "આવકારદાએક" છે. વલી આ નવી રેલવેવાલાઓ કરકસરયા દીસે છે, કેમજે બેઠક પર ગાડીનું નામ નહીં અને ગાડીમાં બતી તો જાને ઈલેકત્રીક લાઇતને પણ ઢાંકી નાખે. ખેર જ્યાં "તાજ" જોવુંછે ત્યાં એનો કેવો ખ્યાલ કરવો ! દીલ્લીથી હમો ઉપડયા ત્યારે

ધમાલ ઘણી હોવાને લીધે એક સારજંટ હમારી ગાડીમાં પરોણો આયો. તેની સાથ વાત કરતાં એવું માલમ પડયું કે લશકરમાંથી રજા લેઇ એઓ દીલ્લીમાં દોસ્તોને ત્યાં મજાહ કરવા ઉતરી પડેલા હતા પણ તેવામાં હોકમ આયો કે " તુરત પાછું ફરવું." પણ મીત્રોની બંહોસ અગાલ "નાચાર થઈ" બે ત્રણ દીવસ દીલ્લીમાં વધુ થોભવાનું મન કીધું. હવે તુરત પાછા જવાનો હોકમ આવેલો હોવાથી ચોકકશ તારીખવેરની મુસાફરીનાં પૈસા સરકારનાં ખીશામાથી જવાના હતા પણ એ નામવર સાહેબ તો તારીખ વીંતી જયા પછી નીકલેલા હોવાથી તીકીટના પૈસા બચાવવાના હતા. વાતચીત દરમ્યાન મને કંઇ આ છેલ્લો ખ્યાલ નહીં આવ્યો પણ દીલ્લી પછીનાં બીજા સ્ટેશનપર ગાર્ડને હું તુંડલા સ્ટેશનપર હમારી ચારની તોલીને જગાડવા ફરમાવતો હતો ત્યારે તેને હમારી ગાડીમાં આએ "દેશનાં બચાવ કરનાર આદમીને" જોયાથી અને કંઈ વાત કરવા પછી તેને પોતાના અસબાબ સાથ ઉતારી પાડયો. મીત્રોની કવખતની મેજબાની અને આ નાશીપાસીનો ગંભીર તોલ કરવો જોઇએ.

આગમજથી ગોઠવણ કીધેલી હોવાથી આગરાનાં સ્ટેશનપરથી નોર્થબ્રુક હોટેલમાં ઉતારો લીધો. દીલ્લી અને આગ્રામાં ઉપલા નામનું એકજ ધણીનુ (મુસલમાનનું) હોટેલછે દીલ્લીનાં હમારા મુકામ દરમ્યાન હોટેલમાં ૨૦ થી ૩૦ અંગ્રેજ મુસાફરો હતાં. સગવડવાલા ઓરડા અને સારી તેબલ'થી ખુશ થઇ તેનાંજ હોટેલમાં આગ્રામાં ઉતરવાની તેના માલેકને કબુલાત આપી હતી. પણ છેલ્લાં હોટેલમાં એ વેલા બે ત્રણ અગ્રેજો સીવાએ બીજું કોઈ નહીં હતું અને ખોરાકનાં બાબમાં પણ હાલહવાલ હતું.

## આગ્રા.

આગ્રામાં બે દહાડા રેહવું અવશ્ય છે, કેમજે એક આખો દીવસ "ફતેહપોર સીકરી"ની મુલાકાતમાં જશે જ્યારે બીજો દીવસ સીકંદરા, તાજ, કીલ્લો વગેરેની મુલાકાતમાં નીકલી જાએછે.

"**ફતેહપોર સીકરી**" એ બે નાનાં ગામનું નામ છે. આગ્રાથી તે ૨૪ માઇલ દુરછે આગ્રાથી ૧૨ માઇલ દુર આવેલાં ભરતપોરથી ૧૨ માઈલને રસ્તે ફતેહપુર સીકરી આવેલુંછે અને તેથી જેઓ ભરતપુર જવા ચાહતા હાએ તેઓએ આગ્રાથી રેલ મારફતે ત્રણ કલાકની મુસાફરીમાં ભરતપુર જવું અને ત્યાંથી પછી ફતેહપુર સીકરીની મુલાકાત લેવી. આગ્રાથી ઘોડાની ગાડી મારફતે ત્યાં જવાએ છે. સલીમ શીશતી નામનાં એક પીરની તારીફથી અકબર બાદશાહ છક થઇ ગયો હતો અને તેની સંગતમાં રેહવાનું અકબરને મન થવાથી તેને આ બે નાના ગામો ફતેહપોર અને સીકરીને નામના વસાવ્યાં. એ પીરનાં મરણ પછી અકબર પાછો આગરા આવી રહયો અને તેનાં સબબ તરીકે આ બેઉ ગામ ઉજડ અને વેરાણ થઇ ગયાં. અકબરનાં બેટા સલીમ—જે પોતાને દુન્યાનો જીતનાર યાને જેહાનગીર કેહવડાવતો હતો—નું નામ પણ એ પીરનાં નામથી છે. ફતેહપોર સીકરીની મુલાકાત લેવાનું કેટલાકો માંડી વાલેછે કેમજે ઘોડાની ગાડીમાં ૨૪ માઇલ આવવું જવું એ કંટાલાભર્યું છે અને બીજુ એમ કે દીલ્લી અને આગ્રામાં જે મોહતાઇ, અસલતા, આબાદી, દ્રવ્ય, અને ઉત્તમ કારીગીરી તે જોએછે તે પછી આએ જગ્યામાં થોડુક સીવાએ સઘલું બીસમાર હાલતમાં જોઇ તે નાસીપાસ થાએ છે. જે થોડુક જોવા લાએકછે તેમાં સલીમની કબર, અકબરનો મેહલ, પંચ મહાલ વગેરે છે.

**સલીમની કબર**—ત્રણ ગુંબજની એક મજલાની સાદી બાંધનીની ઇમારત છે. તેના વચલા ખંડમાં કફણ મુકેલુંછે અને તેની આજુબાજુ તેનાં કુંટુબીઓની કબરો આવેલીછે.

**પંચ મહાલ** પાંચ અગાસીની ઇમારત છે. તેમાં ઓરડા જેવું નથી પણ અગાસીઓનીજ

ઈમારત છે. અને તે દરેક અગાસી એક એકથી નાલ્લી છે. રાજાનાં મેહલનોજ આગલો ભાગ હોએ એમ એ પંચ મહાલ આવેલો છે. રાજાનાં મેહલમાં ખાસ નોંધ જેવું કંઈ નથી.

આગ્રાથી સાત માઈલ દુર **સીકંદરા**માં અકબરની કબર આવેલી છે. એ સાત માઈલનો તપ્પો ફલદ્રુપ છે. જગેજગ દાલ, ચણા, ધઉં, ચોખાની ખેતી નજરે પડેછે અને એ લીલોતરીનો સબબ નેહરો અને પાણીનો સુકાલ જણાઈ આવેછે. રસ્તામા જુદી જુદી નાની કબરો મલેછે. જે ભલાં કાંમો આએ પ્રજાપ્રીય બાદશાહ અકબર પોતાની હૈયાતીમાં કરી ગયો છે તેની યાદ એની કબરવાલા મકાણનાં બગીચામાં પગ મેલતા ધાઈ આવેછે અને તેનું કારણ આએ સુંદર મકાણ પોતે છે. હવે કબરો અને દરગાહો તો હમોએ પુરતી જોઈ છે પણ તે સઘલાં આગલ આએ નવી નવીન છે. જેનાં દરવાજાજ મેહલ માફક ઉભેલા છે તો મકાણ ખુદ શું હશે. લાલ પથરની ચોખંડી દેવાલ, એક સરસ બગીચા ને તે માહેલા રોણકદાર મકાણ અને તે મકાણ માહેલી જુની ખખ થએલી આ મોટા બાદશાહની પાક લાસની રખેવાલી કરતી ઉભી છે. એ દેવાલનાં ચ ર ખુણામાં ઉંચા મીનારાઓ ઉભા છે અને તેઓ અદેખાઈ અને નાશનો ખ્યાલ આપેછે કેમજે ભોમીયાનાં કહેવા પ્રમાણે ભરતપોરનાં રાજાએ પોતાની આએ મુલકપરની ચઢાઇ દરમ્યાન આ પવીત્ર મકાણને તારાજ કરવાની નેમથી આએ મીનારોનાં ત્રણના સીખરો તોડી પડાવ્યા હતાં અને મકાણને પણ કંઈક નુકશાન કીધું હતું. અંદર પેવસ થતાં એક નાનું જેવું બજાર ઉભેલું જોઇએ છૈયે. મુસાફરોને ઉતરવાને માટે એ મકાણની બાજુમાં ગોઠવણ કીધી છે. બાગમાંથી પસાર થઇ કબર આગલ આવી પુગતાં એક અજબ લાગણી માન સાથ આએ અકબરની છેલ્લી આરામગાહપર નજર ફેંકાવેછે. એ જગાપર જવા માટે બતીની જરૂર છે કેમજે એ કફન છેક નીચલા ખંડમાં મેલેલું હોવાથી અને ત્યાં રોશણીની ગોઠવણ નહી હોવાથી અંધકારમાં કંઇ દીસે નહીં. અંદર દાખલ થયા પછી તમો અડકી શકો એમ કબર આગલ જઇ ઉભા પછી ચોમેર નજર ફેરવતાં બે ચાર પહેરેગાર આદમીઓ હાથમાં બતી લઈ ઉભેલા છે. તે બતીની ઝાંખી રોશણી સીવાએ ગોલ ગુંબજનાં આકારના આએ ઓરડામાં સઘલું શીહા છે. એક અવાજ બુમ મારેછે અને તુરત તેનો પડઘો સંભલાએછે "અલ્લા ઓ અકબર જીલ્લે જલાલે ઉ" એટલે "ખુદા મોટો અને સર્વ શકતીમાન છે તેનું બુલંદ નામ જીયાદા પ્રકાશો" આવા શબ્દો સાંભલી શું તમો જાદુઈ અસરથી ચોંકશો નહીં? આએ કબરનું મકાન ચાર મજલાનું બાંધેલું છે. તેનાં ત્રણ મજલા લાલ પથ્થરનાં બાંધેલા છે અને તે અકબરના બેટા જેહાનગીરના હોકમથી બંધાએલાછે કેમજે અકબરે પોતાની ઘોરને માટે ફકત નીચલો ખંડ તૈયાર કરાવ્યો હતો. ચોથો મજલો શાહેજેહાને બંધાવ્યો અને તે સંધે મરમરનો છે. તે સર્વથી સારોછે. એ મકાનોની ખુબી તે તેમની અગાસી પરનાં ટાંચવાલા સફેદ કંગુરાઓથી છે. આએ મકાન આદમને માટે નસીહત અને ડાહપણની શાળા છે. તેની મારબલની ભીંતોપર ફારસીમાં બેતરૂપી કહેવતો અને પંદ કોતરેલી છે, જે સાદી અને સરલ ફારસીમાં હોવાથી એ જબાનનો અભ્યાસી અજબ મીઠાસથી તે વાંચેછે. વલી મુસલમીન ધર્મમાં વપડાતાં ખુદાના ૯૯ નામો ત્યાં કોતરેલા છે. છેલ્લા મજલા પર નીચલા ખંડમાં મુકેલી અકબરની ઘોરનો સંગેમરમરમાં ઘાટ ચીતરેલો છે. ત્યા એક તખ્ત મુકેલું છે જેને માટે સમજાવવામાં આવે છે કે એમાં પ્રખ્યાત કોહીનુર હીરો મઢેલો હતો જે હીરો હાલમાં બખતાવર રાણી વીકતોરીયાનાં તાજમાં ઝમકે છે.

અકબરની કબરપરથી પાછા ફરતાં શેહરમાં આવી **કીલ્લાની** મુલાકાત લઇએ છીએ કે જે કીલ્લામાં દીલ્લીનાં કીલ્લા માફકજ સઘલું જોવાનું છે એટલે રાજા રાણીનાં મકાણો, દરબારની બેઠકો, મોતી મશજીદ વગેરે. પણ નોંધ લાએક એટલું છે કે બાગની વચમાં એક નાહવાની સગેહમરમરની કુંડી મેજેલી છે જેને "પીઆલેએ અકબર" કરી કહેવામાં આવે છે. આએ કુંડી ૬ ફીત ઉંચી અને ૮ ફીત લાંબી છે. તેમાં બેસવા માટે બાજુએ કોતરેલી સીડી છે જે ભાંગી ગએલી છે. દીવાને ખાશ અને આમ કંઇ નવાં નથી અને દીલ્હીના કીલ્લામાનાં એવાં દીવાણખાણાંથી ઘણે દરજજે ઉતરતાં છે. દીવાને ખાસમાં કાળા પથ્થરની ભાંગેલી એક બેઠક છે જેને માટે જણાવવામાં આવે છે કે અકબર એ પર બેસી ઈનસાફ કરતો હતો, પણ ભરતપોરનો રાજા સુરજમલ જ્યારે અધારમી સદીની શરૂમાં આગ્રા જીતી એ ગાડી પર બેઠો ત્યારે એકાએક એ બેઠકમાં ફાટ પડી અને લોહીની ધારા વેહવા લાગી. લોર્ડ એલનબરોએ સીંડયા પાસથી ઓગનીસમી સદીની શરૂમાં આગ્રા લઈ લીધું અને એ પર બેઠક લીધી ત્યારે પણ લોહી વેહવા લાગ્યું. આની સચ્ચાઇ તરીકે પથ્થરપર બે રાતા દાઘ બતાવવામાં આવે છે. કીલ્લામાં નકસીકામનાં લાકડાનાં બે દરવાજાઓ મુકવામાં આવ્યા છે જે દરવાજા મહમદ ગઝનીએ સોમનાથનું દેહરૂં લુંટ્યુ ત્યારે ત્યાથી કાઢી લીધેલા અને એલનબરોએ હાં લાવી મુકેલા કહેવાએ છે. રાજા રાણીનાં મેહલો દીલ્લીનાં એવા મકાનોથી ચઢીયાતાં છે. **શીશ મેહલ** એ બાદશાહી હમામખાણું છે કે જેની દેવાલમાં "પલાસ્તર-ઓવ પેરીસમાં" આરસીનાં ટુકડા જડી લીધેલા છે. રાજાનો ખાશ ઓરડો સુદર બાંધણીનોછે અને તે જમના નદીને કીનારે આવેલોછે કે જયાંથી તાજ નેહાલવા બને છે. એ ઓરડામાંથી નદીને રસ્તે શેહરમાં જવાના ગુફાઓછે એવું કેહવામાં આવે છે. આગ્રાની મોતી મસજીદ કંઇ ઝાઝી વીખ્યાત નથી. હાંની મોટી જુમા મસજીદમાં પણ નવું કંઈ નથી. દીલ્લીનું આગલું નામ સાહજેહાનાબાદ તેમ આગ્રાનું નામ અકબરાબાદ હતું. કોઈકો કહેછે કે દીલ્લી જોવું તે આગ્રામાં ફરવા બરોબર છે. આએ કેહવાનુ કારણ એ બેઉ મુલકમાં એક સરખાં સંગેહમરમરનાં બાંધેલાં મકાણો અને કબરોથી છે. પણ જ્યારે દીલ્લી દીવાને ખાસ અને કુતબમાં પ્રસીધ્ધતાં પામેછે ત્યારે આગ્રા (સીકંદરાની અકબરની કબર નહીં ગણતાં) તાજમાં આશકાર છે.

## આગ્રાનો તાજમહાલ.

દુન્યાની નવાઈ, હીંદની ગરૂરી, આગ્રાની મોહતાઇ, મુસાફરની અજાએબી આ **તાજ મહાલ**માં છે, એ મકાણનો ખ્યાલ આપવો એ એક મુસાફરને માટે અતી મુશકેલ કામ છે. હુનરમંદ હાથોનાં આએ નાદર નમુના માટે તેને ઘણું સાંભલેલુંછે પણ ખુદ તે જગાપર ઉભો રેહતાં તેની છાતી ધપકે છે. કરોડો રૂપ્યા પોતાના પગ આગલ પડેલા તે જોએ છે. સત્તર (૧૭) વરસની હજારો હાથની રાત દીવસની મેહનતનું એ મકાણ છે. સાહેજેહાનની પ્રીયા તાજબીબી યાને મમતાજ મહાલની પાદસાહી લાસનું આએ મકાણ કફન છે. જેહાનારાં બેગમ (કે જેની દીલ્લીમાં ઘોર પર ઘાસ ઉગાડવામાં આવ્યુંછે) ને જનમ આપતાં આ "જેહાનનું નુર" દુન્યાની રોશણી જોવા પામી નહીં પણ એક માતા તરીકેની પલવારની ખુશાલી વચ્ચેનાં દુખદાએક મરણની ગંભીર, પાક યાદને અરપણ કરેલું આ મકાણ દોરંગી દુન્યાની માનભરેલી રોશણી જોએછે.

૧૬૦ ફીત લાંબી અને ૩૩૦ ફીટ પોહલી રાતા પથરની અગાસી (કે જેની પુર્વે અને પશ્ચીમને ખુણે બે નાની મસજીદના આકારની બાંધેલી એક સરખી ઇમારતો છે) ઉપર મારબલનો ૧૫૦ ફીતનો નાલ્લો ચોરસ ચોતરો

મ્રનો પસંદ નહીં કરે કે જે જમાનો બાદ-સાહી ખજાણા ખાતે જરનો જમાવ થએલો જોવા ઈછતો હતો, કે જ્યારે રાજાઓ એમ વીચારતા કે "આપ મુએ પીછે ડુબ ગઈ દુન્યા."

કબર આગલથી વલેલા મુસાફરની નજર બાજુની એક દેવાલપર જાએછે જ્યાં ખરી સોનેરી નક્ષીકામ તે જોએ છે. તેને જણાવવામાં આવેછે કે હોપ સાહબનાં હુકમથી "પ્રીન્સ ઑવ વેલ્સની" પધરામણી વેલાં તેને આગલા વખતની શોનેરી નકસીકામનો ખ્યાલ આપવા માટે એટલી જગા નવેસરથી "પેન્ટ" કરવામાં આવી હતી. દેવાલમાં માત્ર છ ફીત ચોરસ ભાગને એ પ્રમાણે નવેસરથી સોનેરી બનાવવા પાછલ રૂ. ૬૫૦૦ નો ખરચ થએલો છે. ત્યાંથી તાજનાં બીજી ખંડોમાં તે ફરી હરી કુદરતી રીતે તે દુન્યાની દગાઈ અને દુખતો, સુખ અને મોહતાઈનો તોલ કરતો બહાર પડે છે.

આએ તાજની વચલાં ગુબંજની ઉંચાઇ જમીનથી ૨૭૦ ફીતની છે. વચલા ગુબજની ચાર બાજુએ બીજા નાના ચાર ગુંબજોછે અને જણાવવામાં આવેછે કે તેના સીખરપર સોનાનાં કાટાં છે. ઇસા મહમદ નામના સખસે એ મકાણ બાંધ્યું છે. તાજથી થોડેકદુર એતમાદ-ઉદ-દઉલાની કબર આવી છે. તે એક મજલાની મારબલની નાહ્લી ઈમારત કે જેના સણગારમાં ચાર ખુણામાં ચાર મીનારાઓ અને વચમાં એક ગુંબજ છે. એ એતમાદ-ઉડ-દઉલાનું નામ ક્વાજી અઇઆસ હતું અને તે અકબરની દરબારમાં સારો ઓધો ધરાવતો હતો તથા તેના બેટા સલીમનો સસરો થતો હતો. આએ કબર પાછલ જેહાંગીરે ૧૨ લાખ રૂપ્યા ખરચેલા કેહવાએ છે.

**ચીનીકા રોજા** યાના સાહેજેહાનના વજીરની કબર બીસ્માર હાલતમા છે. એ કબર ચીનાઓને અર્પણ કીધેલી છે.

રામબાગમાં મુસાફરોને ઉતરવાને માટે એક મકાન છે. આ બાગ અસલ હુમાયુંની બેટીનો હતો એમ જણાવવામાં આવે છે.

આગ્રામાં "સોપ મારબલ" અને બીજી જાતનાં એ પથ્થરની બનાવતની ચીજો સસ્તી મળે છે તેમાં તાજનો નમુનો મુખ્ય છે.

હમારી હમણાં વેરની મુસાફરી મેલ ત્રેનમાંજ થઇ છે પણ હવે જયપોર જવા માટે રાતના સાડા સાત વાગે આગ્રેથી ઉપડતી "મીક્સડ" ત્રેન પસંદ કીધી કેમજે મેલની ગાડી "બાંડીકુઈ" થી બદલવી પડે છે અને વળી રાતનાં સાડાઅગીઆર વાગે જયપોર ઉતરવું પડે છે, જ્યારે "મીક્ષડ ત્રેન" માં ગાડી બદલવાની ખટપટ નહીં અને સહવારે સાત વાગે જયપોર ઉતરવાનું હોય છે. એ મુસાફરી ૧૫૦ માઈલની છે અને ગાડી ભાડાનાં રૂ૦ ૬ પડે છે. રજપુતાણા માલવા રેલ્વેની સાંકડા માપની એ મુસાફરી છે કે જેનો અરધો સેકંડ ક્લાસ ચાર માણસે રોકી (રીઝર્વ) રખાએ છે.

## જયપોર.

રજપુતાનામાં એ રાજ મોટું ગણાએ છે. હાલનાં રાજાનું આખું નામ "હીઝ હાઇનેસ, સરમદે રાજાએ હિંદુસ્તાન, રાજ રજીંદરા શ્રી મહારાજ અધીરાજ, સવાઈ સર મહાદો સીંગ બહાદુર, જી. સી. એસ. આઈ." છે. રજપુત જાતની કછવા ન્યાતનો એ ૩૧ મો રાજા છે. જયપોરનો વીસ્તાર ૧૪૦૦૦ ચોરસ માઇલને સુમારે છે. ત્યાંની વસ્તી ૨૮ લાખની છે જ્યારે મુલકની મેહસુલ ૩૦ ૬૧ લાખની ઉપર છે. હાલનાં જયપોરથી પાંચ માઇલ દુર આંબેર શેહર એ રાજની આગલી બેઠક ગણાતી હતી; પણ ઈ૦ સ૦ ૧૭૨૮ માં હાલનું જયપોર શેહર જયસીંગ બીજાએ સ્થાપ્યું. આંબેર આજે બીસ્માર હાલતમાં પડ્યું છે રાજાનો મેહલ અને કીલ્લાની ઈંધાણી સીવાએ ત્યા કંઇ બાકી રહ્યું નથી. જ્યારે તેની જગા હાલનાં જયપોરે લીધી છે કે જે શેહેર જમાના પછી ઉગી નિકળ્યું નથી પણ એક જમાણામા વસાવવામાં આવ્યું છે. એમ હોવાથી એ શેહર સરખી બાંધણીના ઘરો, સફાઇદાર પોહલા ર-

રસ્તાઓ અને મોહલ્લાઓથી મુસાફરોનું ધ્યાન ખેંચેછે. આએ નવા શેહેરપર જાણે કુદરત પ્રસંન હોય એમ લાગે છે. આમેરનું શેહેર પહાડપર આવેલું છે જ્યારે જયપોર ફલદ્રુપ ધરતીનાં ચોગાણમાં છે રૈયતને માથે એક ઈનસાફી અને લોકહીત–હૈડે ધરનારો બાદશાહ હાલ છે. પોતાની પ્રજાનાં કલ્યાન અર્થે એ રાજા સદા ખંતી દીસે છે શેહરમાં પગ મેળતાંજ એક મુસાફર વીચારે છે કે એક ભલી રૈયત અને ભલો રાજા ત્યાં સાથે મળેલાં હશે. તેની નજર જ્યાં પણ પડે છે ત્યાં સફાઈ, સાદાઇ, સુખ અને સંતોષની નીશાણ તેને મળે છે. જયપોર એક રલીઆમણું શેહેર છે. દેશી રાજ્યોમાં તે એક આગલ વધેલું શેહેર છે તેની વસ્તી હિંદુઓ–મારવાડીઓની મુખ્ય છે. હવા પાણીનાં બાબમાં પણ રૈયત સુખી છે હાલ ઠંડી સહવાર સાંહજ ૪૦ થી ૫૦ દીગરીની રેહતી જ્યારે બપોરનાં સેહજ ગરમી માલમ પડતી. શેહરમાં ગેસની રોશણી દાખલ કરવામાં આવી છે.

રેલવે સ્ટેશનથી દસ મીનીટને રસ્તે અને ગામથી બે માઈલ દુર કીલ્લાની બહાર મુસાફરોને માટે એક "ડાક બંગલો" રાજાની મેહરબાનીથી ખાસ રાખેલો છે અને તેનો કારભાર બે પારસીભાઇઓનાં હાથમાં છે. (એઓને એક નમ્ન સુચના કરીશું કે રાજાની મેહરબાનીથી અને તેમની પોતાની માન ભરેલી ખંતથી મુસાફરોની સગવડ પુરતું ત્યા તમામ છે પણ ખાધ ખોરાકીની બાબમા ખાસ ધ્યાન પુગાડવાની જરૂર છે.)

રાજા જયસીંગ બીજાએ દીલ્લી અને બનારસમાં બંધાવેલી વેધશાળા (Observatory) ની મુલાકાત લઈ ચુકયા છીએ અને ત્યાં તેમાંનીજ પણ વધારે મોટા પાયાપર એક ત્રીજી છે. તેમજ ઉજન અને મતરામાં પણ છે. કમનસીબે એ રાજાનાં મરણ સાથ ખગોલ વીધ્યા અને કુદરતની ખુબીઓ પીછાણવાનો શોખ એના વારેસોમાથી નાબુદ થએલો લાગે છે. કેમ જે એ પાંચે વેધશાળાઓ પડી ભાંગેલી છે. જયપોર શેહરની બાંધણી એવી છે કે બે ત્રણ માઇલ સીધેસીધો એક મોહલ્લો આવેલો હોએ તો પછી તેની બેઉ બાજુએ સીધે ખુણે તેવાજ બીજા મોહલ્લાઓનાં ફાટાં નીકલે. ત્યાં સાંકડી ગલી જેવું તો છેજ નહીં. મોહલ્લાઓનાં રસ્તા ૮૦ થી ૧૦૦ ફીટ પોહલા અને તે રસ્તાઓની વચમાંથી વરસાદનાં પાણી જવાને માટે ઢેલાવવાલી પથ્થરની ફરસબંદીવાલી ! રસ્તાની બેઉ બાજુએ પગ રસ્તા (Footpath) કીધેલા હોય છે. કાંઇક રસ્તાઓ પથ્થરની સપાટ લાદીઓથી બાંધી દીધેલા હોય છે. જ્યાથી ગાડીમાં પસાર થતાં આંચકા જેવું બીલકુલ જણાતું નથી (કલકતાનાં એવા રસ્તાઓ પથ્થરની ઇતથી બાંધી લીધેલા હોવાથી આંચકાઓનું પુછવુંજ નહીં.)

રસ્તામાં પોલીસ સીપાઇઓ મુંબઈનાં "પોલીસમેન" માફક આલસુ ઉભા રહી બગાશા ખાવાં કરતાં રાહદારીઓને ગાડી ઘોડા, ઉંટ, હાથીથી સંભાલ લેવાને પલે પલે ચોંકાવે છે. બે ત્રણ રસ્તાના સંગમ આગલ નાનું જેવું બજાર ભરાએલું હોય છે. આએ નવાં શેહરનાં ઘરો એક હારમાં બાંધવાની ફરજ પડે છે. એટલે કોઇનું છાપરૂં યા કોઈની અગાસી યા કોઈનાં ઓરડા બહાર નિકળી આવેલા હોતા નથી. ઘેરની બાંધણી જો કે જુદી જુદી રહે છે પણ દરેક મોહલ્લામાં એક સરખો ચુનો ઘરોને લગાડેલો હોએ છે આએ રીત જો કે શેહેરને શોભઈતું બનાવે છે પણ અનજાણાઓને ઘેર શોધી કાઢવું મુશકેલ પડે છે. રાતનાં દસ કલાક પછી શેહરમાં જવા યા બહાર આવવાને મુશકેલ પડે છે કેમજે ભાગલના દરવાજા તે વખત પછી બંધ કરવામાં આવે છે. રાજાનો રેહવાનો મેહલ એક ઢલતા ટેકરાપર આવેલોછે જેની બાજુમાં મોટા સફેદ અક્ષરોથી ભલે પધાર્યા (Welcome) શબ્દો લખેલાછે અને તે સઘલેથી વાંચી શકાએ છે. શેહરની વીસ્તાર–વસ્તીનો ખ્યાલ લેવો હોએ તો શેહરની બહાર આવેલા "આલબર્ટ હોલ"ને ઉપલે મજલેથી બની શકશે.

**આલબર્ટ.હૉલ** એક જાહેર મકાણુ છે. પાંચ મજલાની એ ઈમારત પાછલ સુમારે પાંચ લાખ રૂપ્યા ખરચવામાં આવ્યા છે. તે ૧૮૮૭ માં પ્રજા ઉપ્યોગ માટે ખુલ્લો મેલવામાં આવ્યો હતો, એ હાલમાં દાખલ થતાં જયપોરનાં ૧૪ રાજા (આંબેર પછીનાં) ઓની આંખાં કદની તસ્વીરપર નજર દોડે છે. ત્યાંથી આગલ વધતાં દેવાલપર જુદાં જુદા ચીત્રામણો દીસેછે જેની મતલબ ચીનાઇ, ઇજીપશીઅન વગેરે હુનર બતાવવાની છે. વલી કેટલેક ઠેકાણે અંગ્રેજીમાં કેહવતો, નસીહતો, વગેરે વાંચવામાં આવેછે જેવીકે "દાનાવો, મલેલી નાસીપાસીને ફતેહના રૂપમાં ફેરવી શકેછે" એજ મકાણમાં જયપોરનું સુંદર સંગ્રહસ્થાન સમાએલું છે. આ **મીયુઝીઅમ** કલકતા અને લંડનોનાં એવાં સંગ્રહની બરોબરનું યા કોઇક વીભાગમાં ચઢયાતું છે. એ મીયુઝીઅમને બે ખંડમાં વેંહચી નાખેલું છે. નીચલા ખડમાં હુનરનો વખાણવા જોગ સંગ્રહછે જ્યારે માળાપરનાં બીજા ખંડમાં કુદરતની પેદાશો અને બક્ષેશોનો જોવાજોગ જમાવ છે. જાનવરી યા માણસઇ વૈદું સીખનારાઓ માટે ઉપ્યોગનાં શરીરનાં જુદા જુદા ભાગો અને અવ્યવનાં આખાં કદનાં નમુનાં વખાણવા લાએક છે. જેને માટે જો કેહવામાં આવે કે રસાયણ મેલવણીથી આ જીવતું માણસ જાલવી રાખ્યુ છે તો સેહલથી કોઇ છેતરાએ.

એ મકાણને ઉપલે મજલેથી ઘણો ઉત્તમ "વીયુ" મલેછે તેમાં **જેપુર પાર્ક** જે એ મકાણની લગોલગ આવેલોછે તે માહેલો રમન્ય બગીચો, જનાવરખાણું અને પાણીનાં તાકાંથી દીલપઝીર લાગે છે.

જેપુર પાર્ક રાજા રામસીંગે બંધાવેલોછે એને સારી હાલતમા રાખવાની ટીક ઉલટ દીસે છે. અંગ્રેજ બાગબાનના હાથમા એ પાર્ક મેલાએલો છે અને તેમાં ફર્નેરી, સમર હાઉસ અને જનાવરખાણું સમાવેલું છે. જનાવરખાણું જો કે નાલ્લું છે પણ નાદર છે. આફ્રીકન સીંહની એક જોડ ત્યાં છે. શેહરની અંદરની જગ્યાઓમાં આર્ટ સ્કુલ, રાજાનો મેહલ તથા તબેલો, હવાઇ મેહલ વગેરે છે.

**આર્ટ સ્કુલ** હાલનાં રાજાની હુનરની પીછાણ છે. ત્યાં માતીના વાસણ, લાકડ, પીતલ તથા રૂપાં પર કોતર કામ, ચીત્રકળા વગેરે સીખવવામાં આવે છે. મારવાડીઓના છોકરાઓ એનો લાભ લેય છે.તેમની સખ્યામાં થોડાક મુગા બેહરાંઓ પણ સમાએલા છે.

**રાજાનો મેહેલ** એક ઉમદો મકાણ છે. તેના સણગાર અને સોભામાં કંઇપણ બાકી હોય એવું નથી. સાત મજલાનું એ એક કુસાદે મકાણ છે. આજુબાજુએ બાગ અને ફુંવારા નજર પડે છે. એ મેહેલમાં દાખલ થવા માટે ચાર ચોક (જે પીતલના ગંજાવર દરવાજાઓ રોકે છે,) ઓલંગવા પડે છે. સરકારી તીજોરી પણ ત્યાંજ રાખવામાં આવેછે ત્યાંનો રૂપ્યો બરોડાનાં બાબાસહી રૂપ્યા જેવો છે.

**હવાઈ મેહેલ** (Palace of Winds) રાજા જયસીંગનો મેહેલ હતો. તેનાં હોકમથી તે બાંધવામાં આવ્યો હતો. એ નામ એ પરથી પડેલું લાગેછે કે એનાં ઉપલા મજલા અને બહારનો દેખાવ જે નાલ્લાં નાલ્લાં છત્રો અને જાલ્યાંથી બનેલાછે ત્યાં દરેકપર વાવતા મુકેલા હોવાથી પવણની સેહેજ પણ લેહેકી એ વાવતાને હલાવ્યા કરેછે, જે પરથી પવણ ક્યાંનો અને કેટલોછે તેનુ અનુમાન કરવું શેહેલ પડે છે.

**રાજાનો તબેલો** ૩૦૦ ઘોડાઓ ધરાવે છે. જે ઘોડામાથી કયો એક પણ પસંદ કરવો મુશકેલ છે. ઘોડાઓને સારી જતનથી રાખવામાં આવે છે. તેમનાં પગ હેઠલ ઝીણી રેતી નાખેલી રેહે છે. તબેલામાં ગંધ જેવું માલમ પડતું નથી ઘોડાઓમાં મુખ્ય કાથીઆવાડી જાનવર છે, અને તેમની મરોદદાર અને નાચ કરતી ચાલ ઘણાઓને પસંદ છે. એ સઘલામાં રાજાનાં ચાર પાંચ ઘોડા વધારે માનીતા છે. એ ઘોડાઓને ઝાઝી મેહેનત નહીં આપવામાં આવતી

હોવાથી તેઓ મોટેલા અને ક્રૂરએ હોય છે. હમો તબેલામાં હતા ત્યારે કંઈ ગડબડ સડબડ જેવું જોઇ ખબર કાઢતાં માલમ પડયું કે રાજાનો એક ઘોડો સ્વારીમાં માર્ગમાં "ફ્રેન્ટ" થઈ ગયો અને તેનું કારણ એમ કહેવામાં આવ્યું કે તેને વધતો વખત જોડવામા આવ્યો હતો.

**એલીએગેટર તંક.** આએ એક ગંદીલું મોટું તાંકુંછે કે જ્યાં મુસવાટને ખાસ રાખવામાં આવે છે. ૨૧ ) મુસવાટ, જેને ત્યાં મગરનાં નામથી ઓલખવામાં આવે છે તે આએ તાંકાંમાં રાખેલાં છે. તેમને મુસાફરોએ (માસનો) ખોરાક આપવાની તેવ પાડી હોએ એમ લાગેછે કેમકે ત્યાં જઈ ઉભા રહેતાં દુરવેરથી એ જાનવરો આપણી નજદીક આવી મોહ ખોલી ઉભાં રહે છે.

જયપોરમાં ઉપલી જગ્યાઓ જોઈ લીધા પછી આંબેરનો કીલ્લો જોવાનો બાકી છે. ત્યાં જવા માટે અગાઉથી પાસ કઢાવવી પડેછે, અને રાજાનો હાથી વાપડવાની રજા જોઈએ છે. અંગ્રેજ મુસાફરોને માટેજ હાથી મોકલમાં આવે છે અને મુસાફર લેખે હમો અંગ્રેજ બનેલા હોવાથી **હાથીની સ્વારી** મેલવવાને હમો નસીબવંત થયા. જયપુરથી ત્રણ ચાર માઇલવેર ઘોડાની ગાડીમાં અને ત્યાંથી હાથીપર, યા ઘોડાપર પહાડ ઉપરથી આંબેરના કીલ્લામાં જવાએ છે. હાથીનાં એક હઉડા યા અંબારીપર એકમેકને પીઠ લગાડી ચાર માણુસ સહેલથી બેસી શકે છે. હાથીને જમીનપર બેસાડી મુકી હઉડાથી જમીન તુલીકની પાંચ છ પગઠીયાંની સીડી મુકવામાં આવેછે હાથીને બેસાડી મુકવાનો સબબ એટલોછે કે તેનાથી હાલી નહી શકવાથી સીડી ખસી જાએ નહીં. માવધ તરફથી એક બોલ "બેસ બેટા" અને તુરત આએ કદાવર જાનવર પહેલાં આગલા પગઅને પછી પાછલા એમ વાલી જમીનપર બેશી જાએ છે. એ પ્રમાણે પગ વાલે તે વખતે તેની પીઠ પરથી સડી પડએ એવો ઢલાવ થાએ છે. રાજાને લગનમાં કન્યા તરફથી ભેટ મલેલો હાથી હમારી સ્વારી માટે મોકલવામાં આવ્યો હતો અને કહેવામાં આવતું કે રાજાના હાથીઓમાં સર્વથી ખુબસુરત ( કેવી જાતની ખુબસુરતી તે સમજ પડતી નથી) પ્રાણી એ હતું. એ પ્રાણી પાહાડપર ચડતી વેલા ચોકસાઈથી હલવે હલવે પગ ઉઠાવતુ હતું. પાહડની કેટલીક બાજુએ સંભાલની જરૂરછે, નહીં તો ખીણમાં જવા જેવું લાગે છે.

**આંબેરના કીલ્લામાં** ઝાઝુ વર્ણન કરવા જેવું નથી. આંબેરનું શહેર ઈસવીની પહેલ્લી સદીમાં હસ્તીમાં હોએ એવું માનવામાં આવે છે. કીલ્લામાં રાજાનો મેહેલ, દરબારની જગા અને એક બે મંદીરની મુલાકાત લેવાની છે. રાજાના મેહલમાં ઝનાનાવાલા ભાગની એવી સંભાળ રાખી છે કે દરેક ઓરડો મેહલથી તદન જુદો પડી શકે. મેહલ બીસ્માર હાલતમાં હોવાથી કંઈ ધ્યાન રોકી શકતું નથી. દરબારની જગા એટલે આમ અને ઉમરાવોની સભાનાં મકાનો છે. "દીવાને ખાસ" દીપકવાલો છે અને કહેવામાં આવે છે કે સગેહમરમરનો તે બનાવેલો છે જ્યારે બાહેરથી ચુનાનું પડ કીધું છે. મંદીરમાં ખાસ મંદીર મુખ્ય છે જ્યા દર સહવારે એક બકરો કાપવામાં આવે છે. હમોએ ત્યાં લોહી પડેલું દીઠું હતું અને એ વખતે બ્રાહ્મણો કીયાકામમાં મશગુલ હતા. મેહલની બાજુએ ફુલ ફલ વાલો મોટો બાગ છે. કીલ્લાપરથી મોટા વીસ્તારમાં રમણ્ય દેખાવ નજર પડે છે જેમાં પાહડની કઢણનો વલતો રસ્તો અને માર્ગમાં આવતાં નાલાંનો દેખાવ મુખ્ય છે.

કીલ્લાથી પાછા ફરતાં જો આગમજથી ગોઠવણ કીધી હોય છે તો હાથીપર બેસી સબી પડાવવાને બને છે. સબી પાડનાર જો કે દેશી છે પણ એ હુન્નરનો ઉસ્તાદ દીસે છે. હાથીપરની સ્વારી આંચકાવાલી અને અણગમતી છે. તમામ દીલ દોડરું થએલુ લાગે છે. જય-

પોરનાં રસ્તામાં,હાથી તેમજ ઉંટને ફરતાં જોઇએ છે. ઉંટને ગાડીમાં પણ જોડવામાં આવે છે. જયપોરમાં પેહલી પંક્તીનું દેશી ગાણું સાંભળવાને બને છે. તેમાં ત્યાં એક "બીન" નો ઉસ્તાદ રાજાનો ખાસ પગારદાર છે. હમારા ઉતારાનાં બંગલામાં મોટું દામ આપી તેને તથા એક સીતારવાલાને બોલાવી એ ખુદાઇ હુન્નરની લેહઝત મેળવી. બંગલામાં એક બે અંગ્રેજ મુસાફરો હતા (જેમાં એક ફ્રાંન્સનાં લશકરમાં કલનલની પદવી ધરાવતો હતો) જેઓ પણ એ ઉસ્તાદી ગાએણથી ભારે ખુશ થએલા પોતાને જણાવતા હતા. "બીન" નું ગાણું ઘણું મુશકેલ ગણાય છે અને તે હીંદુઓનાં શ્રી ક્રીશણનું પવિત્ર ભજણ લેખાય છે. જયપોરનાં સ્ટેશનપરથી મુંબઈ તાર રવાના કરવો હતો કે "Live long &c..." આ પ્રમાણે લખી તારવાલાને પૈસા આપતા હતા તેટલાં તેણે ભુલ સુધારી કે Sir, *live* ought to be "*leave*"! આએ આવુંજ અંગ્રેજીનું ભંડોલ આગ્રાના પોસ્ટ માસ્તરે દેખાડયું કે જેને મેં લખી જણાવ્યું કે હમારી તોલીનાં કાગલ જયપોર રવાના કરવાં અને હમારા જુદા જુદા નામ આપ્યા. નામ વાંચી ગુંચવાતો ગુંચવાતો મને તે સવાલ કરવા લાગો કે એ સઘલાં મળી એક નામ થયું કે જુદાં જુદાં. પેહલાં તો તેને ગુંચવણ લાગી કે જયપોર મોકલવાનાં કાગળને માટે લખ્યું છે કે જયપોરથી આવતાં કાગલો માટે!

મુંબઈમાં જેને "વ્યાજ ખાઉ," "જુ" યા "જલા" ને નામથી ઓલખવામાં આવે તે મારવાડીઓને ત્યાં કાઠીયાવાડી ઘોડાપર સવાર થએલા, યા ભપકા ભરી ગાડીમાં ને ધોતાધોતા કપડામાં ફરતા જોવાની નવાઈ છે.

જયપોરથી રાતનાં ૧૧ ને સુમારે અમદાબાદ જવા નિકળેલા બીજે દીને સહવારે "સોજાટ રોડ" સ્ટેશનપર ચાહ લઇ બપોરનાં ૧૧ ને સુમારે "નાના" ના સ્ટેશનપર નાસ્તો લઇએ છીએ અને "અબુરોડ" યા "પાહલનપોર" નાં સ્ટેશન પર બપોરનું ખાણું લઈ ૩૫૦ માઇલની એ મંજલ, સાંકડા માપની રજપુતાણા માલવા રેલવેમાં, પુરી કરી સાંહજનાં ૬॥) કલાકે અમદાબાદ ઉતરીયે છીએ. રેલ ભાડાનાં રૂ૦ ૧૬). એ રસ્તામાં લગાર તાપ જણાએ છે. ખેતી કીધેલાં ખેતરોને બદલે ઉજજડ જંગલોમાં ઉંટનાં તોલાં ફરતાં દીસેછે.

## અમદાબાદ.

ઈ૦ સ૦ ૧૪૧૩ માં આએ શેહર સુલતાન અહમદે સ્થાપ્યું હતું. ચાર સદીમાં એ શેહરે બે પડતીનાં બે ચઢતીનાં જમાના પસાર કીધા છે. આહમદશાહે એ શેહર વસાવ્યું તેને માટે એવી કહી છે કે સુલતાને પેગંબર ખેઝર આગલ એવો કરાર કીધો કે જો ચાર આહમદ નામનાં આદમીઓ મને મળે કે જેઓ એક પણ વખત બપોરની નેમાજ ચુકયા નહીં હોએ તો હું આહમદનાં નામથી એક નવું શેહર ઉભું કરૂં. તેને આ પ્રમાણે ચાર આહમદો પોતા સાથે—મળી જવાથી સાબરમતીને કીનારે આ શેહર વસાવ્યું. પેશવઇ રાજની આખેરી સાથ ઈ૦ સ૦ ૧૮૧૮ માં અમદાબાદ અંગ્રેજોનાં હાથમાં આવ્યું. એ શેહર હીંદમાં સર્વેથી માનીતું અને જાણીતું ગણાતે પણ ઉમરાવોની માહોમાંહેની લડાઈ અને ટંટાથી એને ઘણું ખમવું પડયું છે. ગુજરાતના રાજાનાં વંશનાં મહમદ બેગડાના વખત પછી એ શેહર પડતું ચાલ્યું અને તેવી હાલતમાં વલંડા લોકો, મુગલ પાદશાહો, અને છેલ્લે મહરાથા રાજાઓ, પોત પોતાનો દોર ચલાવવા લાગા. હાલનું અમદાબાદ એ આગલી જાહોજલાલીની નીસાનીઓ ધરાવે છે. ઓંએ પ્રેસીડનસીમાં મુંબઇ પછી તે બીજુ આવે છે. તે લશકરી મથક છે અને તેથી શેહરને કેંપ અને સીટીમા વેંહચી નાખ્યું છે. મુસાફરોને ઉતારવા માટે સ્ટેશનપર ગોઠવણ હોવા

ઉપરાંત એક મુસાફર બગલો શેહેરમાં આવેલો છે. સ્ટેશનની પડોશમાંજ બે રોણકદાર મીનારાઓ ઉભેલા છે જે કોઇ આગલી મસજીદનાં હોય એમ માનવામાં આવે છે. શેહેરમાં દાખલ થવા કીલ્લાની દેવાલ અને ત્રણ દરવાજા પસાર કર્યે છીએ શેહરમાં જોવાની જગ્યાઓમાં રાણી સીપારીની મસજીદ, જુમા મસજીદ, હઇબત ખાનની મસજીદ, સ્વામી નારાયણનું દેહરૂં, કલૅાક તાવર વગેરે છે. મસજીદોમાં જુમા મસજીદ પેહલી છે. એ મસજીદ ત્રન દરવાજાથી થોડીક દુર છે. તે સુમારે ૨૦૦ ફીત લાંબી છે જ્યારે ઉંડાઈમાં ભાયગે ૧૦૦ ફીટ હોય. તેની જમીન સંધેમરમરની છે તથા એજ પથ્થરની કોતરેલી ઝાલીઓ જોવામાં આવે છે. ૧૬ રોણકવાલા ગુંબજો અને તેને તેકવી રાખનારા સુમારે ૩૦૦ થાંભલાઓ એની કારીગીરીમાં મુખ્ય છે.

**રાણી સીપરીની** મસજીદ રાણી આસની યા રાણી-ફારઉઝાને નામે ઓલખાએ છે. સુલતાન મહેમદ બેગડાની વીધવાએ એ મસજીદ બંધાવી હતી. તે સાદી એક ગુંબજ અને ૩૬ થાભલાની ચોખંડી સઘલી બાજુથી ખુલ્લી અને વેરાન પડેલી ઇમારત છે.

**કલૅાક તાવર** અંગ્રેજી અમલની યાદ છે. જ્યાં જવાને માટે રજા કઢાવવી પડેછે. તીન દરવાજામાંના એક પર એ તાવર બનાવી દીધોછે. એની પડોશમાં ત્યાંની મોટી જેલ આવેલી છે.

**હેમાભાઈ ઇનસ્તીત્યુત** આપણા ફ્રામજી કાવસજી ઇનસ્તીત્યુતના જેવી ગરજ સારે છે. ત્યાનું કેતાબખાણું ઝાઝું મોટું નથી. મુંબઇના પત્રોની નકલો ત્યાં પડેલી જોવામાં આવે છે. દાદાભાઈ નવરોજી, કવી દલપતરામ દાહ્યાભાઇ, મનીભાઇ હેમાભાઈ, ઑરોડેલ કલેકટરની તસીરો મકાનને દીપાવે છે.

એ ઇનસ્તીત્યુતની સાંમે.એક મીયુનસીપલ બગીચો આવેલો છે જે નાનો પણ સુંદર છે.

કાંકરીયા તલાવ, શાહ આલમ, શાહીબાગ, સરખેઝ, વગેરે જગ્યાઓ શેહરની બહાર આવેલી છે. દલગીરીની વાત છે કે આગલા વખતની આએ મોહતાઇ દીન ઉગવે નાબુદ થતી જાએ છે. જમાનાની ગીરદશી નાશ અને પડતીની નીશાણ મેલી જાએ છે,

**દાદા હરી વેલ** એક જમાનામાં મશહુર હતો. પણ આજે તે વગર જતને પોતાના દહાડા પુરા કરતો પડેલો છે. સુમારે ૨૦૦ ફીત મોટો અને ૫૦ ફીટ પોહલો એ એક આંઠ ખુણાનો તલાવ છે. તેની દેવાલપર ઉમદા કોતરકામ જોવામાં આવેછે. તલાવની પુર્વ બાજુમાં બે ત્રણ અગાસીવાલું ગુંબજ જેવું એક છત્ર છે.

**કાંકરીયા તલાવ** યા હઉઝે કુતબ, અમદાબાદની ખુબી યા રોણકમાં પેહલ્લો હીસ્સો આપેછે. કુતબ–ઉદ–દીન શાહે ૧૪૫૨ માં તે બનાવ્યો હતો પણ છેક ૧૮૭૯ માં ત્યાનાં તે વખતનાં કલેકતર બોરોડેલે આવાં આનંદકારક રૂપમાં તેને ફેરવી નાખ્યો. એ તલાવ કીલ્લાંની બહાર એક માઇલ દુર આવેલો છે. માર્ગમાં નાના દેહેરાં અને મસજીદો આવેલી છે તેમજ રસ્તામાં વાંદરાના ટોલે ટોલાં મલેછે. તલાવની આસપાસ ગાડીમાં બે માઇલનો ચક્કર લેવાને બનેછે. મુસાફરે આજ તુલક હુનર અને આદમનાં હાથનાં કાર્યો તપાસ્યાં છે—વખાણ્યા છે પણ હવે તે આ તલાવ આગલ રમન્ય કુદરતને તેનાં તમામ બહારમાં જાએછે.

"Thy contrasted lake,
With the wild world I dwelt in, is a thing
Which warns me, with its stillness to forsake
Earth's troubled waters for a purer spring."

સુર્ય પ્રકાશ ધીમે ધીમે નાબુદ થવા સાથ ચંદ્ર નરમ રૂપેરી રોશની વધુને વધુ ફેંકતો, (પુનમનાં ચદ્રને બે દીવસનો વીલંબ હતો.) સમી સાંહજની ગેબી ગંભીરતા આ સ્થીર જીવતા પાણીને દીપકવાલાં બનાવે, કાંઠેની લીલોતરી પાણીમાં ઓળો ફેંકવાને જાણે સરસઈ બતાવતી, સાંપ માફક વીંત લેતાં રસ્તાની બાજુએ ઉગેલાં ગીચ ઝાડોમાંથી કંઇ તીણો અવાજ યા મધુર સરોદ, કોઇ પંખેરાનો જમાનાની ગીરદશીનો વીલાપ યા બુલબુલ પક્ષીનું રબની સેફતનું ગાએણુ મુસાફરનાં મનને રીજવે તલાવની એક બાજુમાં એક આંધલો વેરાગી કોઈ પસાર થતા રાહદારીની દયા અને મદદ માંગતો, રાયોરી હાથે તબુરો વજાડતો યા ફકીર હલકે "અલ્લાહકે નામસે દાન" પોકારતો બેઠેલોછે. તાંકાની મધ્યાંતમાં આવેલો બગીચો નીરદોષોની કુડા કુદી અને નર નારીઓની ખુશ ખુશાલ ચમનથી ગાજી રહ્યો છે. સામીપાર "હવા ખાવા" આવેલાં પરોણાઓની ગાડીઓ ઉભેલી છે. કીનારાની બાજુએ ગુજરાતનો એક રહીશ (વાણીયો) વાહાલ અને ધર્મની લાગણીથી માંછલાંઓને પાણીમાં મેલવેલા આટાની ગોલીઓ ફેંકેછે જે ગોલી પાણીને અડકે તે આગમજ તો હજારોમાંથી એક ભાગ્યવંત માછલું કેવારતું ગલી જાએછે. મુસાફરનાં ડાબા હાથ પરથી એક નાની હોડી સાંબી પાર જવા હલવે હલવે પાણી કાપેછે, જ્યારે તેનાં જમણા હાથપર દરીયાઈ કબુતર (કુકટ, Sea-gull) માછલાંને ભક્ષ કરતું યા તીણી અણીઆલી લાંબી ચાંચથી પાણી પીતું બેઠેલું છે. આ જગ્યાથી અસર કરતી જુદી જુદી લાગણીઓ અને મનના વીચારમાં ખ્યાલ કરતો મુસાફર વેહતા વખતની યાદથી ચોંકે છે અને રાત પડેલી જોઇ તે પોતાના ઘરનો રસ્તો ખુસી અને નાખુશી વચ્ચે લીએ છે.

12

"All heaven and earth are still. From the high host
Of stars, to the lull'd lake and mountain-coast,
All is concenter'd in a life intense,
Where not a beam, nor air nor leaf is lost,
But hath a part of being and a sense
Of that which is of all Creator & defence.

આ તલાવ હીંદમાં સર્વેથી મોટો ગણાએછે તે ૭૨ એકર જમીન રોકેછે. તેની મધ્યાંતમાં એક નાનો બાગ અને ઉતારાનું મકાન છે. તલાવની બાજુમાં સેકાર કરવાની યા તેમાંથી માછલા પકડવાની સખત મનાઈ છે. સાંહજની વેળા કેટલાક હીંદુઓ માછલાંને જુદો જુદો ખોરાક નાખવા ત્યાં ખાસ આવેછે. અને ત્યાંજ નહીં પણ શેહરમાં બધે વાચા વગરના પ્રાણીઓને ખોરાક પાણી આપવાની તેઓ ફરજ માને છે. મોટાં મોટાં ઝાડોપર લોખંડની થાલીઓ લતકાવેલી હોયે છે જેમાં પસાર થતાં વટે માર્ગુઓ ચણા, આટો ચોખા પાણી વગેરે મેલી જાએછે જે, ખલેરી, પોપટ, કાગડા, અને બીજા પ્રાણીઓ એકમેક સાથે મીત્રાઇથી વેહચી લેએછે. શેહેરમાં કોઇ વેળા વાંદરાઓ ભારે નુકસાન કરી જાએ છે પણ ગુજરાતીઓનાં ગામમાં તેઓ સલામત છે. શેહરમાંથી બે માઈલ દુર સુલતાન મહમદ બેગડાના ધર્મગુરૂ **શાહઆલમ**ની કબર આવેલી છે. અને પડોશમાંજ એક નાલ્લી મસજીદ બાંધેલી છે. એ કબરનાં ગુંબજપર શોના મોટીના દાગીનાઓ પેહલ્લાં હતા એમ કહેવામાં આવેછે. બે પતલા ઉંચા મીનારાઓ ત્યાં મુખ્ય છે. કાલા તથા સફેદ મારબલનો ઉપ્યોગ હુનરમંદ રીતે કીધેલો છે.

**સરખેઝ** અમદાબાદથી ૬ માઇલ દુર આવેલું છે. એક નાલ્લું જેવું તે ગામડું છે. આગલા વખતની યાદગારીમાં એક તલાવ, એક મેહલ, મસજીદો કબરો વગેરે છે પણ હવે આ થાકેલી આંખને તેમાં નવું કંઇ દીસતું નથી

યા નોંધ જેવું કંઈ મલતું નથી કેમજે જમાણાના વેહવા સાથ એ મકાનો હસ્તીમાંથી નીસ્તીમાં જાએછે. શેખ અહમદ ખતુ ગંજ બક્ષ જે સરખેઝનો અસલ પાયો નાખનાર કેહવાએ છે તેની દરગાહ અને કબર સાદી બાંધણીની છે. સુલતાન મહમદ બેગડાનું સરખેઝ માનીતું હતું અને તેને ત્યાં દાતવામાં આવ્યો છે. અમદાબાદની વસ્તી સવા લાખની ગણાએ છે. જેમાં પારસી વસ્તી ૫૦૦ ની છે.

## બરોડા.

અમદાબાદથી ૬૨) માઈલ દુર વીશવામી તરી નદીપર ગાએકવાર સરકારનું રાજધાણી શેહેર બરોડા આવેલું છે. અંગ્રેજ સરકારને ખંડની આપનારા મુલકમાં બરોડા, આગેવાન ગણાએ છે. હીઝ હાઇનેસ ફરઝંદે–ખાશ–એ દઉલત–એ ઈંગલીશીયા, મહારાજા સર સીયાજીરાવ ગાએકવાર, સેના ખાશ, ખઇલ શમશેર બહાદુર જી. સી. એસ. આઇ., બરોડાની પાદશાહી ભોગવે છે. બરોડા ફકત ૮૦૦૦ ચોરસ માઈલનાં વીસતારનું છે. કુલે વસ્તી ૨૪ લાખની અને આમદાની સવા કરોર રૂપ્યાની ઉપર છે. ખજાણા ખાતે આએ ગંજાવર રકમ દર સાલ ધસડઇ આવે છે, પણ બરોડાની મુલાકાત લેનાર કોઈપણ સવાલ કરે કે શું શેહર સુધરઇ અને રૈયતનાં ભલાં અર્થે એ ખજાણો વપરાતો હશે ? ખસુસ કરીને એથી અરધી આવકવાલાં જયપોર શેહરની મુલાકાત પછી ત્યાં આવનાર મુસાફર તે રાજનાં પોહલા રસતા, નમુનેદાર ધરો, શેહર સફાઇ અને બરોડાનાં કંગાલ સાંકડા રસ્તા, અને ઝેરી બદઓની તે સરખામણી કરશે. બરોડા એક જાહેર બાગ અને જનાવરખાણું ધરાવેછે પણ હાલહવાલ; દમ વગરનું. કચેરીમાં જઈ એક વડા અમલદારને મારે મલવુંછે પણ "અંધેર નગરીમાં એરડા પ્રધાણ," જેવો રાહધાટ છે. મને જણાવવામાં આવેછે કે તેઓ ફલાણે કલાકે યા ફલાણે કલાકે કદાચ આવે યા કદાચ નહીં આવે. ત્યાંથી પોસ્ત ઓફીસની કેરમાં મગાવેલા મારાં કાગજપત્રો લેવાં જાઉછું તો તપાલની વેહચણી થઇ રહીં અને પોસ્ત માસતર જમવા સીધારેલા હોવાથી ત્રણ કલાક પછી મારે આવવું, પણ નહીં જરાં દમ કરતાં અતે માસતર સાહેબ કુંચી લઇ આવી મારાં કાગજો આપેછે. રાજાનાં મેહેલ જોવા માટે પાસ કઢાવવી જોઈએ માટે હવે મી૦ ખંડાલેવાલાને ત્યાં જઇ તેઓ પાસથી રાજાનાં ત્રણે મેહલો જોવાની તેમની સહીની પાસ મેલવી પેહલ્લાં "**લક્ષ્મી વીલાસ પેલેસ**" નો રસ્તો લીધો.

ત્યાં દાખલ થવા એક દરવાજેથી બીજે દરવાજે એમ ફરી ફરી ધક્કાખાતાં જણાવવામાં આવેછે કે રાજાનાં છોકરાજીની સ્વારી ત્યાં ઉતરેલી હોવાથી અંદર જવાશે નહીં પણ જરા ગુસ્સામાંજ હું કેહવા લાગો કે "મી૦ ખંડાલેવાલાની ખાસ રજાથી હું ત્યાં આવ્યોછું અને આ પાસપર તેમની સહી છે." આ નામ સાંભલતાંજ હવે મને અંદર જવાની રજા મલેછે પણ મારી સાથે એક હોરાજી અને તેનાં કુતંબનાં આંથ નવ જણા બીજા પણ સાથે આવેછે (હોરાજીએ મેહલ જોવાંની કઈ રજા મેલવી હતી નહીં પણ "ખાશ મેહરબાની"નો લાભ તેઓને મલ્યો) મેહલમાં કઇ દમ જેવું નથી જ્યાં પૈસાનો ઉડાવ ઉપયોગ થયો ત્યાં ચાહો તે ઉભું થશે. ત્યાં એક રાજાને બરની એશઆરામ, સુખસગવડ, દોડદમામ, ઠાઠમાઠ, ભપકા સપકા, અને ધોંધાટનો કાટ ભરેલો છે.

"**નઝરબાગ પેલેસ**" મલહારરાવ ગાએકવારનો મેહલ હતો. હમણાં તે ભાંગીતુટી હાલતમાં છે. ત્યાંથી થોડે દુર સોના રૂપાંની તોપનું મકાણ આવેછે. સાધારણ નાલ્લી તોપોપર એ કીમતી ધાતુનાં પતરાં જડી લીધેલાં છે. પણ કઈ દમ જેવું નથી.

**મકકરપુરા પેલેસ** શેહેરથી સાતેક માઇલ દુર આવેલો છે. લક્ષ્મી વીલાસ કરતાં તે જ્યાદા

આશસતો કીધેલો છે. એટલે કે જ્યાદા પૈસાનો નાશ કીધેલો છે.

શેહરનાં થોડાક ભાગમાં ત્રામવેની સડક નાંખવાનું નક્કી થએલુ જણાએ છે. બરોડા સ્ટેશનથી થોહેક દુર, એક કોલેજ, ઇસપીતાલ વગેરે છે. અંગ્રેજ સરકારનાં રૂપ્યાની નકલનો સીયાજીરાવના છાપનો રૂપ્યો થોડુકપર ત્યાં દાખલ કીધો હતો પણ તેની કીમત ૧૬ આના ના ૧૩ આના મલે છે, જ્યારે બાબાસઈ રૂપ્યો પુરા ૧૬ આનાનો છે શેહરમાં સુધારાની મોટી જરૂર છે. મુસાફરને માટે સ્ટેશન પર ઉતારાની સગવડ છે.

## સુરત.

હીંદમાં જે શેહેર ફકત એક સદી આગમજ પુર માન અને મોભાથી, મોહતાઇ અને દોલતથી નામનાં મેલવી તકબ્બોરી કીધેલી, જે શેહર લાખો આદમીઓનું છત્રપત્ર, જેને કરોડો રૂપ્યાની ઉહલપાહલ વરસો વરસ કીધેલી, જ્યાં અંગ્રેજ અને વલંદાઓની કોઠીઓ હરીદ થતી ઉભેલી ત્યાં આજે સઘલું સાતરે સાત છે. આજે તે તે કાદેરનાં કોપ આગલ કાંપેછે વરસો વરસની આગ અને રેલના પાણીની દયાને આધાર એ શેહર પડેલું છે. ચાલુ સદીની શરૂમાં સુરત ૮ લાખ માણસની વસ્તીવાલું શેહર હતુ આજે તેનાં આંથમે હીસસે છે. તે વખતમાં એક કરોડ રૂપ્યો દેશમાંથી બ્યપાર રૂપે આવજા કરતો હતો આજે તે દસમે હીસ્સે થઈ ગયો છે. સુરતનાં એ અસ્તનો સબબ મુંબઇનાં ઉદયમાં છે. સુરતનું પડવું અને મુંબઇનું ઉગવું એ એકજ છે. સુરતનો પાક મુંબઈ મોટે હીસ્સે ખાઇ જાએછે. તેમજ રેલ માર્ગે તે બીજી ઘણી જગોએ ઘસડાઇ જાએ છે.

સુરત, બરોડાથી ૮૦ માઇલને રસ્તે આવેલું છે. માર્ગમાં નરબદા નદી પરનો પુલ ઓલગીએ છીએ. એ પુલ ચંદણીમાં પસાર કરવો ઘણોજ ખુશ લાગેછે. કુદરતનાં કાર્ય અને આદમની હીકમતનો મુકાબલો ત્યાં કરાએ છે. સુરતનું રેલવે સ્ટેશન ઘણું મોટું છે સુરત એ નામ આગલા જમાનાનાં "સઉરચત્રા"નાં રાજ પરથીછે અને તેનો અર્થ "સારૂં શેહર" એમ થાએ છે. તેનાં પડતા વખતમાં પણ મુસાફરને તે પોતા તરફ ખેચવાની શકતી ધરાવે છે. તેની ધર્તી નરબડા અને તાપતી નદીનાં પાણીથી ફલદ્રુપ બનેલી છે. શેહરથી ત્રણ માઇલ દુર તાપતી નદી પર પુલ બાંધી લીધોછે. એ પુલ ૧૫૦૦ ફીટ લાંબોછે અને તે રાહદારીની તથા ગાડીઘોડાની આવજા માટે છે. તે "હોપ બ્રીજ"ને નામે ઓલખાએ છે. એ પુલ એક વખત ગાડીમાં પસાર કરવાનાં બે આના તથા પાઉપ્યાદા માણસ દીઠ બે પઈ એમ તોલ આપવો પડે છે.

બાજુમાં એક નાની ઝુપડી (તોલ લેવાની ચોકી) એક ઝુકતાં દીવેલથી રાતનાં અંધારા વચ્ચે આ દુન્યાની ઉહલ પાહલ કરનારા સાથી "પૈસા" ની બોલબાલાથી ઉભેલી છે મુસાફર ત્યાં પોતાનું કરજ ફેડી ધીમે ધીમે પુલ તરફ વધે છે પણ તેનાં દરેક પગલે આએ લાકડાંની જમીન તેને હાલતી લાગે છે જ્યારે જમીનને તેકવી રાખતાં ભુંગલાંઓ હું હું કરતાં અવાજથી ગાયણ મીસાલ તેનાં કાનને રીઝવે છે. પુનમના ચંદ્રએ મુસાફરની ચોમેર ફરી વલેલાં તાપતી નદીનાં આંવાને રૂપેરી પ્રકાશ આપ્યો છે. જે પ્રકાશથી મોહ પામેલાં માંછલાંઓ પાણીની સપાતીપર કુદાકુદી કરી લેએ છે. કીનારા તરફ ૯તેમારી, બતેલા, હોડી, અને મછવાઓ ફાતા ટુતા સડ સહીત રાતની આશાએશ લેતા લાંગરેલા છે. પુલને બીજે નાંકે મુસાફરના એક હાથપરથી "ભાડે" નું ગામડું ઝાડોની ઘતામાંથી આદમનાં રેહકાણની યાદ આપતી રોશણી બતાવે છે ત્યારે બીજા હાથપર "રાદેલ" ગામડાની નદી કીનારેની અગનીદેહ જગાપગ્તુ બલતું મોત અને નાશનો ખ્યાલ કરાવે છે. પવણની ઠંડી લેહકી સાથની ગુપ્પી સાંતીને સોખંડી લોહડીના અ-

સુરતમાં કંઈ જોવા જેવી જગા નથી. ત એક વેપાર અને ઉદ્યોગનું શેહર છે. સુરતથી ૧૦ માઈલ દુર આવેલાં ડુમસ ગામની મુલાકાત લેવી અવશ્ય છે. ત્યાંથી દરીઆનો દેખાવ નજર પડે છે. આંઓ મોસમમાં કેટલાક મોઝલા હીંદુ અને પારસી બાઈઓ ત્યાં ઉતરી પડેલા છે અને સાંજની વેલા દરીએ કીનારે ખરી બાઈદીલી અને ખુશાલ તોલ તપ્યા તેમજ ગાયોણુની મજાહ મેળવતા હીંદુ અને પારસી નરનારીઓ સાથે બેગા મળેલાં દીસે છે. ડુમસથી થોડે દુર ભજીરાનુ ગામ આવેલું છે. કે જ્યાં વલડાં લાકોની "વોક તુંબ" આવેલી છે. પારસી તોલાને ડુમસ આગલ જતાં વધારે વહાલું લાગશે અને તેમ થવાનો સબબ માનવંત બાઈ દીનબાઇ પીતી તવાલું સેનેતેરીઅમ કેહવાશે. સુરતથી ડુમસનાં રસ્તામાં જગે જગ તાડીનાં નાલ્લા પીડ; ત્યાંક નસીબવંત છે. કેલના બગાવનુ બાવકામ દરસાલ ચાલુજ છે એમ જણાવવામાં આવે છે તથા ચોમાસાનાં દીવસમાં રાતદીન નદીનાં પાણીની ચઢઉતર તપાસના માણસો રાખવામાં આવે છે.

## નવસારી

સુરતથી નવસારી ૧૮ માઈલનો તફાવત છે. કેહેતી છે કે "નામે નવસારી બારી" પણ એની સ્વ્યાહ ચોખી કાહડવાને હું ભાગ્યવંત થયો નથી. નવસારી પારસી વસ્તીનું ગામડું છે અને અકબર પાદશાહનાં વખતથી પારસી ડંકો ત્યાં વાગે છે. નવસારી ગાએકવાર સત્તાની હદમાં છે. ત્રણ અગીઆરી અને એક આતશબેહરામ ત્યાં છે. મોહલ્લાઓનાં નામમાં ડાંગાવાર, દેસાઈવાર, આંતીઆવાર, સાંગાવાર, કસતુરવાર, વગેરે છે.

"મોતા ફલીઓ" તે ધર્મ ગુરૂઓનાં રેહઠાણ અને "મલેસર ફલીઓ" તે પારસી વસ્તીના, તેમજ ત્યાંનું "લુનસી કુઈ" તે મુંબઇનાં, વાલકેશવર મીસાલ બંઢેખાંઓનું રેહઠાણ ગણાએ છે. ઉતારાની જગાઓમાં હીરા બાગ, સોરાબ બાગ, નસરવાન બાગ એવાં છે કે જ્યાં જરથોસ્તી ભાઇઓ એ ત્રણ દીવસ ખુશાલ રહી શકે અને વધુ દીવસ ત્યાં રેહવા કાજે માલેકની રજા કહાવવી પડેછે. એક સરકારી મુસાફર બંગલો અને ખાનગી ધર્મશાળા પણ છે. નવસારીની પડોશમાં આવેલું તવરી ગામ હવી દુધ, છાશ, ઘીથી જાનીતું થએલું છે. આંબાવાડી અને ઇતારવે, તાડી પીનારાઓને માટે છે. કમનસીબે હુ એ પીણાનો પુરો લાભ નહીં લઇ શકતો. પણ તેથી કંઈ તદન અખાડા નહીં કરશું. નવસારી જવું અને તાડી નહીં પીવી એ તો માફ નહીં થઇ શકે, કેમકે કહેવામાં આવેછે કે નવસારીની ખુબી ત્યાની તાડી પીવામાં છે. હશે! પણ જે બીજી ખુબી છે તે પારસી વસ્તીમાં ફરતાં ધ્યાન એંચની શરમાલ સાહાઈ, સુખી અને ખુશી ચેહરા, ગામડેની સંતોષી જીંદગી અને "ફેશન" વગુની સુંદરીઓમાં છે! સુધારાવાલા મુંબઇ તારા ખરડા પગ આ નાનકડા નવશારીનાં ગાલીચાપર મેલીશ માં!! નીર્દોષ નવસારી મુંબઇની અસ્વચ્છ હવાને તારી હદમાં આવવા દઇ દુઃખી થઇશ નહીં!!!

લુનસી કુઈ તરફનાં બંગલા મોશમપર ભરાએછે જ્યારે હમણા તે સઘલા બંધ પડેલા છે. ત્યાંનો દુધીઆ તલાવ ગરમીની મોસમ આગમજ તો સુકાઇ જાએ છે.

ત્યાની કચેરીનું મકાન સારં કુસાદે છે પણ તેની હસ્તી પછી તેને ચુણો નહીં દેવાના કસમ લીધેલા લાગેછે—સઘલે ધુલ ધુલ નજર પડેછે. એ કચેરી (અદાલત) ગાએકવારી સત્તા ચલાવેછે.



પારસીઓની છેલ્લી આરામગાહની જગ્યા સારી હાલતમાં રાખવામાં આવીછે પણ જો નવસારીની અનજુમન ચાહે તો એક સારો બાગ ત્યાં બનાવી ગુજરેલાંઓની પાક યાદને તાજગી બક્ષી શકે.

## શેવટ.

આ નામના શેહરમાં મુશાફરે કંઈ નવું નોંધ્યુ યા જોયુ યા સાંભલ્યુ નથી પણ હવે કંઇક જમે ઉધાર કરવાની તક લેગેછે. જેમાં પેહલ્લી રકમે "ભુલચુક લેણી દેવી." બીજા વર્ગની સુમારે ૩૫૦૦ માઇલની મુસાફરી કરી જુદી જુદી ૭ રેલવે રૂ૦ ને ૩૦ ૧૫૦ ને આસરે વાટી આપ્યાછે જ્યારે કલકતા પછીની મુસાફરી દરમ્યાન સુમારે સો રૂપીયા ખાધ ખોરાક, ફરવે હરવે અને પરચુતણ ખાતે જમે થએલા છે. મુસાફરીમાં એશ આરામની આશા રાખવી નહીં અને વલી રખડ અને હાકનો ખ્યાલ કરવો નહીં એમ કરવે મુસાફરી સેહેલ થઈ પડશે- બને ત્યાંવેર "આ શું?" "પેલું શું?" એમ સવાલ કર્યા કરવા કે જેથી ઘણી નવી નવી વીગતો સાંભલવાને બનશે. વલી જરા મુછ મરડી દમ કરવામાં પણ લાભ છે.

મુસાફરીમાં જે એક બીજની આપદા પડેછે તે પુરા પૈસે ખરચવે મલતા ખોરાકની છે. હોટેલોમાં મલતા એ અંગ્રેજી ખાણા ગલે ઉતારવા જુલમ જેવું છે. સહવારનાં ઉઠતાં વાર પાઉ માખણ ઈડાં અને ચાહની "છોતા હાજરી" પુરી થઈ કે ૧૦ ને ૧૧ ની વચમાં "બ્રેકફાસ્ટ" જેમાં ફલાણું ફલાણું, અને હેમ અને ઈડાં યા હેમ અને બેકન વગર નાસ્તો હોએજ નહીં. એનાં તકોરા સાથ "લંચ" શરૂ થયો. જો નાસ્તા પર "મતન ચોપ" આપ્યા હોએ તો ત્યાં હવે "કતલેસ"ને નહીં તો તેથી ઉલ્ટું. તરકારીમાં બાફેલા પતેતા યા કોબી જ સીવાએ દુન્યામાં કંઇ ઉગતુંજ નથી. પછી ભગવાન ઈસ્તું યા આઇરીશ સ્તુ (આગલી રાતના ખાણાની યા નાસ્તાની વાણીઓનું ... વધેલી, ચીજોનુ નવુંજ "દીશ") ... ...

લેબાસમા જુના પરોણા તો હોવાજ જોઈએ, "કુરી એન્ડ રાઇસ" સીવાએ કોઇપણ બીજી રીતે પકાવેલો અનાજ ખાવો એ બુદ્ધિવાન અંગ્રેજના ભેજામાં ઉતરવું બેજા છે. રાતનાં ૭ વાગા કે ખાણું તેબલપર હાજર તેમાં પેહલ્લાં સેરવો યાને મોટાં મોટાં નામનો સુપ, પછી મછી પછી કંઇ "ગ્રેવી ચોપ" યા કતલેશ, પછી મરઘી, કબુતર, યા એવાં નામ હેથલ કંઈ પણ અને તેની સાથે ઉપર લખેલી બાફેલી તરકારી અને રાઈસ કરી સાથ ખાણું ખલાસ થયું. હવે એ ત્રણ જાતનાં પુડીંગ પેસત્રી તે પછી ફુરૂત અને છેલ્લે કૅાફીનું કપ. પાંઉ પનીર માખણ જેલી તો હરવખત તેબલપર હોવુંજ જોઇએ. પશચીમ તરફનાં આદમીઓનાં હોજરાં આપણાં કરતાં બહુ મોટાં હોવાં જોઇએ આખા દહાડામાં બે રતલ માંસ સાથ પા રતલ પણ તરકારી નહીં ખપે, અને એવો ખોરાક જેરવવા દારૂની મદદ લેવી પડે! અંગ્રેજી ખાણું અને દેશી ખાણુ—સાદો, જુદો જુદો, કઉઅત અને સુખાકારીક, નીર્દોષ ખોરાક—એ બેની હરીફાઈમાં કોણ સરસાઇ મેલવે!! બીજે દહાડે ખોરાક તો જેનો તે; પણ આગલે દહાડે જે વાણી પેહલ્લાં તે બીજે દહાડે વચમાં યા છેલ્લાં એમ મહાભારત ફેર ખાણામાં હોએ. ઘડી ઘડી રકાબી છરી કાંટાં બદલવાની રીતથી તો તોબાહ. કોણની રકાબી કોણ પાસ અને કોણનો છુરી કાંટો કોણ આગલ. વલી રાતનાં ખાણા પર ફુલ દ્રેસ પેહરવોજ જોઈએ જેમાં સફેદ શર્ત, બો, (યાને ગલાંમાં ફાંસો) કાલો લાંબો દગલો, અને કાલુ પાંતલુંન! ઠીક, સુખનો જીવ દુખમાં નાંખવો હોએ તો એ મજાહનું!! ભુખ મતાડવા માટે ફેશનનાં કાએદા કાનુંન, યાને પશ્ચીમનો સુધારો!!!

પણ હવે પ્રીય વાંચનાર જો આ કલમમાં તને કંઇ મજાહ મલી હોએ તો તારો આભાર ગણીસ નહીં તો બ્રીશ કે લખાણનાં મારા સોખને નમી મારી નોંધપોથીને આ નમુનાંમાં તારી સનમુખ ધરવાની કોશેશ કીધીછે સલામ! સલામ!

**લા૦ શોરાબ પે. ન. વાડીઆ.**

**મુંબઈ, તા૦ ૧૧ મી જુન ૧૮૯૪.**


PEOPLE'S TREE R. & LIBRARY
BOMBAY.

